# વિષપાન

## ત્રિઅંકી નાટક.

### પાત્રો.

ભીમસિંહ–ઉદેપુરનો રાણો.........રા. પ્રમથચન્દ્ર સ. દીક્ષિત
અમીરખાન–પઠાણ નાયક......... ,, પ્રમોદચન્દ્ર બા. પાઠકજી
સંગ્રામસિંહ–ઉદેપુરનો એક સામંત...,, ધનસુખલાલ જે. ગજ્જર
અજીતસિંહ–એક સામંત ......... ,, મહેન્દ્ર જ. દેસાઇ
નવાબ પાનપટ્ટીખાન ........... ,, બી. એ. દલાલ
શીવજી શેરગાંઠ્યાવાળો લલિતાનો બાપ,, નરેન્દ્ર જે. ત્રિવેદી
લવજી લવંડર લલિતાનો ઉમેદવાર ,, ચન્દ્રવદન છ. ઠાકોર
શાવકશા સાઇકલવાળો..... ...... ,, શાવક બી. કાટપિટીયા

મહારાણી ભીમસિંહની પત્ની...... , કાન્તિલાલ ભ. ગજ્જવાળા
કૃષ્ણાકુમારી–તેની પુત્રી............,, "પુણ્ડરીક"
લલિતા–શીવજીની પુત્રી............,, પી. બી. પાઠકજી
મીસ પ્રમીલા–સ્ત્રી વેશે લવજી લવંડર
ઉપરાંત નગરજનો, રાભાસદો, ગોર, સીપાઇઓ વિ. વિ.

# વિષપાન

## મંગલાચરણ ગાયન ૧.

## પ્રવેશ ૧લો

(રાણા ભીમસિંહનો દરબાર)

ગવૈયો—ગાયન ૨.

ભીમસિંહઃ—મારા શૂરા સામંતો, આજે એક મહત્વના કા
માં મારી સલાહ લેવાને તમને મે અહિં એકત્રિત કર્યા છે. સિં
ગયાં પછી રાજા માનસિંહે અહિં એના તરફથી બીજો
મોકલી આપ્યો છે. એનું કહેવું સાંભળીને તમે વિચાર કરી
યોગ્ય સલાહ આપજો. પ્રતિહારી!

પ્રતિહારીઃ—(પ્રવેશ કરી) આજ્ઞા મહારાજ!

ભીમ૦:—જા, અમીરખાનને હાજર કર.

પ્રતિહારીઃ—જેવી આજ્ઞા (જાય છે ને અમીરખાનને હાજર કરે છે)

(અમીરખાન કુનિશ બજાવી ઉભો રહે છે.)

ભીમ૦;—અમીરખાન, આપને જે કહેવું હોય તે કહો.

અમીર૦:—નેકનામદાર આપના તરફ મારા દોસ્ત રાજા મ
ગુજારે છે કે આપે આપની પુત્રી કૃષ્ણાકુમારી એને
દેવાને મ્હોરે હા કહી હતી. તે મૂજબ—

અંતમાં સુરતનાં રસિક–ઉદાર સજ્જનો ઉગત પ્રગતિઓમાં જે પ્રોત્સાહન રેડે છે તેમનો તથા કોલેજના કોઇ પણ ઉત્સાહી કાર્યના અર્જુન શા અડગ નેતા શ્રી ગાડગિલ પ્રીન્સિપાલ સાહેબનો તથા જે જે સ્ટાફના સહાનુભૂતિ અવારનવાર પુરવાર કરી છે તેમનો સર્વનો અં પૂર્વક વિદ્યાર્થીઓ આભાર માને છે.

થીએટર, સીનસીનેરી, લાઇટ વીગેરે ઉદાર હૃદયથી અમ આપવા બદલ શેઠ યુસુફઅલ્લીના અમો ઋણી છીએ. અને સો સટીના ગંભરૂપ શ્રીમાન્ રા. રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી જેમની સહાયથી થીએટર સીનસીનેરી વીગેરેની સગવડ થઇ શ એમનું શું? એ તો એજ કે '**स्वभाव एवैष परोपकारि**


મનમોહનલાલ ઠાકોરદાસ
બાલમુકુંદદાસ
આર્ટસ્ કોલેજ
સુરત.

લે. સેવક
**ગજેંદ્રરાય છે. બુચ**
(એમ. એ
પ્રોફેસર ઇનચાર્જ થીએટ્રીકલ્સ.

ભીમ૦:—મેં મારી કન્યા એને આપવાની હા ન્હોતી કહી. મેં તો માત્ર જગતસિંહ જોડે એનો વિવાહ નહિ કરૂં એટલુંજ વચન આપ્યું હતું. ને તે વચન મેં પાળ્યું છે

અમીર૦:—તો મહારાજ, હું માનસિંહ તરફથી અર્જ કરૂં છું. કે એની સાથે આપની બેટીની શાદી કરો. ને એટલા માટેજ હું અહિં આવ્યો છું.

ભીમ૦:—કદાચ તમારી અરજ નાકબુલ કરૂં તો?

અમીર૦.—તો પોતાના હાથની તાકાતથી માનસિંહ આપને એમ કરવાની ફરજ પાડશે.

ભીમ૦:—અમીરખાન! તમે આ કોને કહો છો?

અમીર:—મહારાજ, હુ તો કહ્યું છે તેજ કહું છું. આપને પસંદ ન પડે તો માફ કરજો.

ભીમ૦:—માનસિંહ પાસે કેટલું લશ્કર છે?

અમીર૦:—હું જાસુસ નથી. મારાથી તે ન કહી શકાય.

ભીમ૦:—બીજું કઇ માનસિંહે કહાવ્યું છે?

અમીર૦:—રાજા માનસિંહને ઉમેદ છે કે આપની જાદી એને આપીને આપ એની સાથે જીંદગી સુધીની દોસ્તી બાંધશો અને ફરીથી મેવાડને આબાદ બનાવશો. માનસિંહની દોસ્તીથી મેવાડનો સિતારો ફરી જશે પણ જો આપ એને દુશ્મન બનાવશો તો ખુદા પણ તમારો બચાવ કરી શકશે નહિ! માનસિંહની ખફગી વ્હોરીને કોઈ પણ સલામત રહ્યું નથી!

ભીમ૦:—ભલે, હું મારા સામંતો સાથે વિચાર કરીને

દાલ. એ સિવાય બીજું કંઇ છે?

અમીર૦:—ના, નામદાર પણ જવાબ જેમ બને તેમ તાકીદે આપવા મહેરબાની કરશો.

ભીમ:૦—વારૂ; હું એ સંબંધી હમણાંજ વિચાર કરૂં છું,

અમીર૦:—ખુદા આપનું તખ્ત આબાદ રાખે! (કુર્નિશ કરી ચાલ્યો જાય છે)

ભીમ :—મારાં બહાદુર સરદારો, તમે અમીરખાનનું કહેવું સાંભળ્યું. માનસિંહ તરફથી ઘણો વખત થયા એ અહિં આવ્યો છે ને મને એનો સંદેશો એણે ઘણી વાર સંભળાવ્યો છે. પરંતુ તમારી શી સલાહ છે તે જાણવાને મેં આજે એને તમારી સંમુખ હાજર કર્યો; તમે એનો સંદેશો સાંભળ્યો. બોલો તમારી શી સલાહ છે? અજીતસિંહ, તમે શું ધારો છો?

અજીતસિંહ :—મહારાણા, હું શું ધારૂં! હું તો ઇશ્વર ભજન કરી જાણું છું. મારામાં બહુ બુદ્ધિ નથી. પરંતુ જગતસિંહ સાથે આપે કૃષ્ણાકુમારીની વિવાહ ફોક કર્યો તો હવે માનસિંહને દેવામાં શો વાંધો છે? ને એની પાસે સૈન્ય પણ અસંખ્ય છે.

ભીમ૦ :—(બીજા સરદારને ) તમારૂં ધારવું શું છે?

૨ જો સરદાર :—મહારાજ, લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોડું ધોવા શા માટે જવું? ના કહીને એની સાથે યુદ્ધ કરીશું તો પાયમાલ થઇ જઇશું, અત્યારે આપણામાં શક્તિ નથી કે માનસિંહને હંફાવી શકીએ,

ભીમ :—( ત્રીજાને ) તમારી શી સલાહ છે?

ત્રીજો :—અત્યારે આપણી સ્થિતિ નથી, મહારાજ, કે એની
 ...રી શકીએ

:—( સંગ્રામસિંહને ) સંગ્રામસિંહ, તમારે શું કહેવાનું છે?

સંગ્રામસિંહ:-મહારાજ, મારી તો બુધ્ધિ બ્હેર મારી જાય છે. રજપૂતોને આવાં કાયરવેણ કાઢતા મેં કદિપણ સાંભળ્યા નથી. રાજકુંવરીની આપની ઇચ્છા હોય તો ભલે માનસિંહ સાથે એનાં લગ્ન કરો.

ભીમ:-ને ન હોય તો?

સં૦:-ઇચ્છા ન હોય તો મહારાજ, ના કહો ને સંગ્રામની તૈયારી કરો.

૧ લો સરદાર:-સંગ્રામ કોણ ખેડશે?

સં૦:-સંગ્રામ કોણ ખેડશે? રજપુત પુછે છે સંગ્રામ કોણ ખેડશે? મેવાડ! આવાં વચન રજપુતને મુખે ત્હેં કદી પણ સાંભળ્યાં હતાં? મહારાજ! મેવાડને સિંધિયાએ લુંટયું, હોલકરે લુટયું પણ હજી મેવાડની નિદ્રા નથી ઉડતી! રજપુતોએ રણવાસ છોડી રાણીવાસ સ્વીકાર્યો છે! મેવાડનો રંગ ઉખડી જાય છે પણ મેવાડીઓ રંગ ખેલી રહ્યા છે! વિલાસ વ્હાલો કરીને વિનાસનાં બીજ રોપી રહ્યાં છે! અમારા પૂર્વજો ભૂખે દિન કાઢીને, કોતરોમાં પડી રહીને મેવાડનુ રક્ષણ કરતા. વિલાસને તેઓ ઓળખતા ન્હોતા.

૨ જો સરદાર:-ત્યારે શુ અમે પણ જંગલમા જઇને સૂઇએ?

સં૦:-ના શા માટે? નીરાંતે ધરમ્હેલમાં એશઆરામથી ફુલશય્યાપર જીવન ઉંઘમાં ને ઉંઘમાંજ કેમ ના વીતાવીએ!— હમણાં ભલે ફૂલશય્યાપર સૂજો, પણ મેવાડીઓ! યાદ રાખજો આ સુખવિલાસ નહિ છોડો તો એક દિવસ એવો આવશે કે તમારા અને સુવાની જગ્યા પણ નહિ મળે! મેવાડના વિલાસી વાતાવરણમા વિનાશનું હલાહલ વિષ વ્યાપિ રહ્યું છે. વિલાસના સર્પદંશથી મેવાડનું શૌર્ય મરતું જાય છે. (હાથથી સોનાની સાંકળી તિરસ્કારથી

જોરમાં ફેંકી દઇને ) આજથી વિલાસ નહિ જોઇએ ! મહારાજ અમે કેસરિયાં કરીશું ; જંગલમાં ભટકીશું પરંતુ શત્રુની ધમકીથી મેવાડની દુહિતા તેના હસ્તમા નહિ સોંપીએ.

ભીમ૦.—તમારા બધાની સલાહ પર હું પૂરતો વિચાર કરીને અમીરખાનને પ્રત્યુત્તર પાઠવીશ. અત્યારે તો આ સભા બરખાસ્ત કરવામાં આવે છે.

(બધા જાય છે)

## પ્રવેશ ર જો

### સ્થળ:–રાજમહેલનો અંતર્ભાગ

કૃષ્ણાકુમારી તથા મહારાણી

કૃષ્ણા–માતા, પિતાજી હમેશ ખાનગી મસલત કર્યા કરે છે ને વિષાદમાં ફર્યા કરે છે તેનું શું કારણ ?

રાણી:–કંઇ પાછું નવું જાગ્યું હશે

કૃષ્ણા:–પાછુ શું થયુ છે ? પિતાને કોઇ પણ દિવસે નીરાંતે બેસવા વારો નહિ આવે ? ઈશ્વરે આપણને રાજકુળમા શા માટે જન્મ આપ્યો હશે ? બધાજ રાજાઓની આવી સ્થિતિ હશે !

(ગાયન ૩)

(ઉદાસ ચ્હેરે ભીમસિંહ પ્રવેશ કરે છે)

ભીમસિંહ:–હજી આનો પાર ન આવ્યો ? ઇશ્વર આટલું દુઃખ ઓછું હતું કે પાછું એમા આ નવું ઉમેર્યું ? મેવાડ, મેવાડ ! તારૂં

થવાનું છે ? જેને ખાતર સહસ્ત્ર ક્ષત્રિઓએ કેસરિયાં કર્યાં, હજારો કુલાંગનાઓએ જૌહર કર્યો તેજ આ મેવાડ ? ઓ વીરપ્રસૂભૂમિ ! કયા રણમાં સૂકાઇ ગઇ તારી વીરતા ?
ક્યાં ગયું તારું ગૌરવ ? ક્યાં ગઇ તારી સમૃદ્ધિ ? ક્યાં ગયું તારું નૂર ?

રાણી.—મહારાજ આટલા બધા ૈકનું કારણ શું છે ?

ભીમઃ—દેવી, વર્ષો થયાં મેવાડમાં દાવાનળ પ્રકટ્યો છે. હવે તો બધુંજ પ્રજળી ગયું, કંઇજ બાકી નથી એમ આપણે ધારીએ છીએ ત્યારે પણ કોણ જાણે ક્યાથીં કોઇક નવુંજ ઇન્ધન એને મળી આવે છે. દેવી ! તારા અલંકાર ક્યાં છે ? તારું સ્ત્રીધન ક્યાં ગયું ?— સિંધિયાના ધનભંડારમાં, હોલ્કરના હાથમાં પોતાની બ્હેનને લગ્નની ભેટ આપવાને મેવાડના રાણાને દેવું કરવુ પડયું !

હશે, મહારાજ મારે અલંકારનું શું કામ છે ? તમે, હું ને કૃષ્ણા સલામત છીએ તો બીજા કશાની જરૂર નથી.

ભીમ૦ઃ—હવે તો ને પણ સલામત નથી. દુકાળે મેવાડની સમૃદ્ધિ હરી લીધી, સિંધિયાએ ગરીબ પ્રજાને વધારે ગરીબ કીધી, હોલકરે રાજભંડાર ખાલી કીધો ને હવે રાજસ્થાન આખું આપણું અમૂલ્યમાં અમૂલ્ય ધન લુટવા એકત્ર થયુ છે.

રાણીઃ-હવે આપણી પાસે છે પણ શું કે લુટાવાનો ભય રહે ? જમીન પર પડેલા આદમીને વધારે નીચે ક્યા પડવાની બીક રહે છે ?

ભીમ૦ઃ——નરકમાં—રૌરવ નરકમાં ! એને નહિ તો એના આત્માને પડવાની બ્હીક હોય ?

રાણીઃ—મહારાજ, તમે કહો છો તે હું સમજી શકતી નથી.

ભીમ૦:—દેવી, (કૃષ્ણાને બતાવી) આ આપણું અમૂલ્ય ધન, આપણાં ફિરને સાંધનાર સુવર્ણસાંકળી—

રાણી:—(અધીરાઇથી) તેનું શું?

ભીમ૦:—હવે એ ધન માટે બધા લડી રહ્યા છે. બળતણમાં લાકડાં ને પાતરાં ખૂટયાં ત્યારે પુષ્પને હોમવાની વાત આવી છે!

રાણી:—પણ થયું છે શું તે તો કહો!

ભીમ:—તું જાણે છે કેની કે કૃષ્ણાનો વિવાહ આપણે મારવાડના રાજપુત્ર સાથે કર્યો હતો.

રાણી:—હા, પરંતુ એ તો કૃષ્ણાને પરણ્યા પહેલાંજ પરલોકવાસી થઇ ગયો.

ભીમ:—ત્યાર પછી જયપુરના જગતસિંહ સાથે આપણે એનો વિવાહ કર્યો,

રાણી:—હા, એ હું જાણું છું.

ભીમ:—પરંતુ મારવાડના રાજા માનસિંહે વાંધો લીધો કે 'એ કન્યા મારવાડની ગાદીને વરી છે એટલે મારા સિવાય બીજા કોઇનો એના પર હક હોઇ શકે નહિ.

રાણી:—એને વાંધો લેવાનો શો હક? આપણે ફાવે ત્યાં કૃષ્ણાને પરણાવીએ.

ભીમ:—જેની પાસે સત્તા હોય તેને બધાજ હક છે!

રાણી:—પણ આપણે તો જગતસિંહ સાથે વિવાહ કરી ચુકયા છીએ તેનું શું?

ભીમ:—તે ફોક કરવો.

રાણી:—રજપૂત વચન તોડે?

ભીમ:—નહિ તો રાજ ને જીંદગી બંને છોડે?

રાણી :—એટલે ?

ભીમ :—માનસિંહ રાજસ્થાને પૂર્વે કદિપણ ન્હોતુ નિહાળ્યું એટલું લશ્કર લઇને ઉદેપુર સુધી ધસી આવ્યો. સિંધિયાની પણ કૃષ્ણા તરફ ખાટીમીઠી નજર હતી—

રાણી :—સિંધિયાની !

હા, પણ તેનું કંઇ વળ્યું નહિ ને જગતસિંહે એને મોં માગ્યું દ્રવ્ય ન આપ્યું એટલે એ માનસિંહના પક્ષમાં ભરાયો. મારે સલાહ કરવી પડી. એકલિંગજીમાં અમે મળ્યા. જયપુરના યુવરાજને મારે ના કહેવાવી પડી.

રાણી :—ના કહાવી ! મહારાજ, ઓછા દુશ્મન છે કે એક વધાર્યો ?

ભીમ :—મ્હોટા દુશ્મનને દૂર રાખવા એને દુશ્મન બનાવવો પડયો, માનસિંહને જગતસિંહ વચ્ચે ઘોર સંગ્રામ થયો. જગતના સિંહને પાંજરામાં—પોતાના કિલ્લામાં ભરાઇ જવુ પડયુ. માનસિંહનુ સૈન્ય હજી અહિંજ છે. હમણા વળી મારી પાસે એના તરફથી અમીરખાન આવ્યો છે.

રાણી :—એ વળી કોણ છે ?

ભીમ :—પઠાણોનો નાયક છે. માનસિંહના પક્ષનો છે. જણાય છે તો સારો માણસ.

રાણી :—ત્યારે શું માનસિંહ સાથે કૃષ્ણાને પરણાવવાનું તમને મન છે ?

ભીમ :—મન તો નથી પણ કરૂં શું ?

રાણી :—મહારાજ, આવે પ્રસંગે ક્ષત્રિયોએ શું કર્યું છે ?

ભીમ :—કૃષ્ણા, માનસિંહ સાથે તારા લગ્ન કરીએ તો તને કંઇ વાંધો છે ?

કૃષ્ણા :-( શરમાઇને મૂગી રહે છે )

ભીમ :-બોલ, શરમાવાની જરૂર નથી.

કૃષ્ણા :-તમારી શી ઇચ્છા છે?

ભીમ :-ખરૂં પુછે તો મારી ઇચ્છા તો નથી પણ એમ કર્યા વગર મારો છૂટકો નથી.

કૃષ્ણા :-પણ હમણા ઉતાવળ શી છે?

ભીમ :-મારે તરત જવાબ દેવાનો છે. તારી ઇચ્છા નહિ હોય તો થવાનું હશે તે થશે હું એને નાજ કહી દઇશ. બોલ તારી શી ઇચ્છા છે?

કૃષ્ણા :-( શરમાતી ) હું શું સમજું?

ભીમ :-કૃષ્ણા, મારે ઉતાવળ છે. તું એકવાર કહી દે. ફીકર રાખીશ નહિ બોલ શો જવાબદઉ? શું કહેવડાવું?

કૃષ્ણા.-ના.

ભીમ:-તને ઇચ્છા નથી?

કૃષ્ણા:-ના.

ભીમઃ ભલે ત્યારે નાજ કહાવું. જે થાય તે ખરૂં. એની જોડે તને પરણાવું તો પણ ક્યાં શાંતિ થાય એમ છે. જગતસિંહ મોડો વ્હેલો પણ એની ને મારી સાથે લડયા વગર રહે નહિ. ત્યારે અમીરખાનને ના કહી દઇશ. નિશ્ચિંત રહેજે. દેવી તારી શી મરજી છે!

રાણી:-એજ.

ભીમ:-બસ ત્યારે. હું જાઉં છું. (જાય છે.)

## સ્થળ-રસ્તો.

### પ્રવેશ ૩ જો

લવજી (પ્રવેશીને)—ભાઇઓ, બહુ શંકા ભરી વાત છે. કારણ મ્હારા ધંધામાં બેવડી પચાત છે. હું, એટલે કે લવજી નવંડર ઉર્ફે લલિતાનો લહેજતદાર જવર લલિતા? ત્હારૂં નામ સંભારતાં જરૂર તને અત્યારે વાંધણી આવતી હોશે, કે પગે ઠોકર વાગતી હોસે—એક દિવસમાં અનેકવાર. પણ મને કેમ હજુ સુધી કોઇવાર આવા સચોટ સંદેશા નહિ મળ્યા હોય? ખેર! ભણતા કદી નહિ મળેલા એવા પ૦ ટકા તો આ સાહસમા મળી ચુકયા—મદનના અરધા મનોરથ ફળી ચુકયા કારણ હું એને ચાહું છું. એનું એ જાણે, પણ નહિ—લલિતા—તને અને ત્હારી પસંદગીના શક્તિને અન્યાય નહિ કર. છાને, ત્હારી સ્ત્રીઓ સાથે હોય કે ત્હારા અને તેથીજ મ્હારા પણ મજમુ બાપ સાથે હોય, પણ આપણી ટ્રેઇનો કોઇ જાણ્યા અજાણ્યા દાદર જંક્-શને અચાનક અથડાઇ પડતા સામસામી લાઇટોમાથી વિજળીના કરંટ લાગી ન જતા? જરૂર એ ચમકી જવું, ખસી જવુ નીચું જોતાં ઉચું જોઇ લેવુ, બોલ્યા વગર કહી દેવું, અને કારણ વગર હસી દેવુ, સાડી સમાલવી ને સેથી સમારવી, એ સૌ મ્હારે માટે. પણ તોય ભાઇ પુછાય કેમ? વખત છે ને......એ પરીક્ષામા નપાસ થાઉં. મ્હારૂં "ટ" ફેઇલ થઇ જાય તો? છતાય ધાગે કે એ એક પંચાતનો પાર પમાય. પણ બીજી તો બડી પંચાત! ખાસ્સી પચાસ વરસને પાધરે પહોંચેલી જીવતી જાગતી પચાત અને તે મ્હારા સાથ સારે ખરો એવો શ્રીમાન સસરો શીવજી. અરે એ તો સસરો કે પથરો? હું એકવાર ભણવાની ભૂલ કરતો હતો ત્યારે માસ્તર સાહેબ

કોઈને શીખવતા હતા તે સાંભળી ગયો હતો કે "સ્નેહનો રસ્તો સરલ નથી"–તેમાંય સુરતમાં ક્યાં રસ્તા સરલ પડ્યા છે? પ્રભુ-ઘરડાઓને શા માટે પેદા કરતો હશે? અને કરે તો લલિતા જેવી દિકરીનું ડિપોઝીટ શા માટે સોંપતો હશે? સાળુ ઘરડું ઘુવડ તે રાત પડેજ દેખતું! અને આપણે રહ્યા રાતના રાજા ત્યારે આપણો પાટો ક્યારે ચડે?

શાવકશા:–હમનાં નેં હમનાંજ. એ તો હું શાવકશા સાઇકલ-વાળો પાટા ચરાવવામાં પારવદા ઠયેલો. ધન્નાને ચરાવ્યાય.

લ૦.–ક્યાં. શાવક, શળીપર?

શા૦:–નહિરે બાવા, કપાસની નરમ નરમ પુણી પર. આય લવજી બચ્ચા, જરા સાંભલ. ટારી વાટ પરઠી એટલુ તો હું સમજ્યો કે ટારે કોઇ ઘરડા ઘુવડના માલામાંથી કે હવાલામાંઠી બુલબુલનું બચ્ચુ ઉડાવી જવુચ. ટો મુનેં કાંય નઠી કેટો?

લ૦.–તારૂં એ કામ નથી.

શા૦:–મારૂં! લવજી, મુંને બરાબર ઓલખેચ કે? હું છું એક પરો પારસી બચ્ચો અને પ્યારના પરપંચમાં નઠી કંઇ કચ્ચો કહે ટો કરીયામાંની ટેકો લાવી આપું, બુઢ્ઢી કુટણી પાસેથી બી સોન્જુ કુરકુરીયું ફસાવી લાઉં, ટો આટો કુવર અને વલી ઘડ઼ો–એની પાસેઠી ટો હોરે ડીવસે કાલાં નેં કોલાં ગળી જવાય. પન લવજી, પાસે ટો મજબુટ છેને પોરીનુ પાકું કામ હોય ટો પેડરટો પેટ પર હાઠ ફેરવ્યાંજ કરે! પન એ સંકટ સમયની સાંકલ સાચી લાગેચ કે ખોટ્ટી?

લ૦.–યાર, એ તો આમ પણ હોયને તેમ પણ હોય. કંઇ-તાપી નદીનું તળીયું ઝટ મપાય?

શા૦:–કાચો, કાચો, તદ્દન કાચો. ધૂલ પડી તારા ભન્તરના પાટીયા પર, અને ટે પન નકામી. એ ઢંઢામાં ટો અમોજ અદ્ભુટ છીયે. માટે ઠીજ જા મ્હારો ચેલો–ટો સમજ કે લાગી ગયો ટારો ચાન્સ સૌડી પેલો.

લ૦:–(સ્વગત) જોઇયે તો ખરા કે આ સાહેબે કેટલા જોડા ફાડયા છે? ગોરખ પાસેથી મછંદરને જાણવાનું મળશે–નહિંતર આગળ ઉપર પારસી સાથે પનારૂં પડતાં અત્યારની પ્રેકટીસ તો ફળશે (પ્રકાશ) તો શાવક હું શું કરૂં?

શા૦:–એક વખટ ટપાસી ખાટ્રી કર. આજે હું ટને ઘનાજ ઉંડા અનુભવની વાટ કરૂં છું. ચ્યજમાવીસ ટો ફાવીસ.

લ૦:–હા.

શા૦:–જો, જાને કે તેનીનું નામ કોઈ નદીનું હોય–ટો કહેવું કે ટેમાં ડૂબી મરવા તૈયાર છું. કાઇ બેહેસ્ટના હુરનું હોય–ટો કહેવું કે મરીનેં બી ટેનીને વરવા તૈયાર છું. અને કોઇ ફુલનું હોય–ટો સાફ સાફ કહી ડેવું કે ટેની સુગંઢ અંટરમાં, મગજમાં, નસ્કોરામાં ડાબી ડાબીનેં ભરવા તૈયાર છું.

લ૦:–અને એવું ન હોય તો?

શા૦:– ફીકર નહિ ડાવ બીજો. જો ટેની ભનટી હોય.

લ૦:–'ઘન્ટી' હોય?

શા૦:–'ભન્ટી' હોય ટો ટારે ચોપરી ઉપારવા હાથ લંબાવવો ટપાલમાં નાખવા કાગજ માંગવો અરે સફાઇડી પૂછવું કે "ખાનુ ખાનુ સરખું કંઇ કામકાજ? કંઈ મુસીબટ? મને બહુંજ આવરેચ અકકલનો તો ઇજારો લીઢેલ્લ બાઠ નહિ આવરે ટો પઢાવી આપીસ લખટાં નહિ આવરે ટો સુઢારી આપસ.

લ૦:—પણ ભણતીજ ન હોય તો ?

શા૦:—ફીકર નહિ કાંઇ ફીકર નહિ ચાલ ડાવ ત્રીજો. જો રસ્ટા પર એકલી જટી હોય ટો ઢીમેથી 'ફીદોચ પેડા કોને આ મહોબટનો રોગ કે "ઢુમીને ડર્ડ ડીયા હય ઢુમી ડવાઇ ડેનાં" આય સરખું કંઇ ગાટા ગાટાં પરખેઠી, પાછું વલીને જોટાં જોટાં ચાલ્યા જવુ. ઉભી હોય ટો ઘેરની નહિ ટો ભારડી ગાડી બી આગળ ઢરવી—પીઠ ઢરીને ઉભી હોય ટો પાછલથી જઇ ખાસ્સો ખભાપર હાથ ટેકવી ડેવો, અને ચીજાય ટો "માફ કરજો, બાનુ !—મેં ટો ટમને મીસ એકસવાઇ ધારેલાં." એમ ગુલાંટ ખાઇ જવી."

લ૦ :—પણ ઘરમાંથીજ બહાર ન નીકળતી હોય તો ?

શા૦ :—મુરખો બાપડાડાડી મુરખો. એ નહિ ટો એનો ભાઇ હોસે. એનો બાપ હોસે એની મા હોસે, એનો ડીકરો——'

લ૦ :—'ડીકરો' હોસે ?

શા૦ :—હોસે નહિ ટો ડાસે—તું ક પંચાટ વચમાં નહિ બોલ. એનાં કોઇબી આગલ પાછલનાં સાથે ડોસ્ટી કરટાં કેટલી વાર ?. અને પછી ટો પાસા પોબાર. કોઇવાર હાડોહાડ નાના બુચાને આપટા લેટ', ચાયની રેડાબી હેઠલ કે ટીપાઇના પાયા હેડલ—હાડ મીલાયા પગ મીલાયા ઓર જીગર જલાયા.

લ૦ :—વાહ, ખૂબ કરી. પણ શાવક હવે એકજ વાંધો છે. ઘરન બારણુ વટાવી અંદર જતા પહેલાં તો પેલા શીવજી શેવમાંઠીયો.

શા૦ :—હેં ! તું શીવજીના ઘરનેે ઘેરો ઘાલવાની વાટ લાવેચ ?

લ૦:—જ્યારે તો આપનું કામ ફતેહ સમજ. શીવજીએ રેડક્રોસ કલબનો સેક્રેટરી છે આજે ને આજે હું જે રેડક્રોસ કલબનો મેમ્બર થઇ જઉંચ. અને વહારામા એની

લલિટા યાર ટને બી પસંડ કરટાંટો જરૂર આવરી હોય!—હા, લલિટાનો મફટીયો માસ્ટર થઈ જઉંચ. બનાવીસ અને ટારી વાટ બનાવીસ...પન ટારે ઘરમાં આવટાં ખુરડો ન થઇ જાય એટલે એક છેલ્લો પાસો ફેંકવો પડસે. જો .કલેજું ઠેકાને રાખજે અને મુંછ ટો ટું રાખટો નહી તે ઠીકજ છે.

લ૦ .—હેં! શું બજવવા માંડયુ?

શા૦ :—એ ટો શાવક કહેચ કે "શીરા સારુ શ્રાવક થઇ જા" અમે બી સાટ પેઢીથી ઠટા આવીયાચ નેં શાવક મટી શીરીન ઠટાં ટો જીડગી સફલ કરી હિડુસ્ડાનના પૂરા બેટા તે કાંય રહે વિલાયટની ઝમકથી છેટા છેટા? જરા બૈરી બની જજે. ટું છે બી ખાસ્સો કુટરો મજેડાર ગુલના ગોટા જેવો, સુરતનો મ્હેલાની. અને ટને જોઇ થઇ જશે લલિટા ટો પાની પાની——

લ૦ :—તારી વાત તો લાગે છે દિવાની કે હેવાની—

શા૦ .—એ ટો સારી ડુનીયાંભર પ્રેમની વાટ એવીને એવીજ રહેવાની ટે રહેવાની—ચાલ, વ્હાલ્લી બૈરી બની આવજે અને ચમન ઉડાવજે—ગુડ નાઇટ.

## પ્રવેશ ૪થો.

(કૃષ્ણાકુમારી ઉપવનમાં ગાની ગાતી ફુલની માળા ગૂંથતી બેઠી છે. પાછળથી અમીરખાન પ્રવેશ કરે છે)

(ગાયન ૪)

અમીરખાન—(સ્વગત) સારૂં રાજસ્તાન એની પાછળ દિવાનું થઇ જાય તેમા શી નવાઇ? કેવો કદ! કેવી ખૂબસુરતી! દુનિયામાં

હુસ્નના જેવો બસૂરત બીજો કોઇ નશો નથી. નાજનીનના ચશ્મની ચિરાગ જીગરમાં જે આગ લગાડે છે તે આગ સારી દુનિયા ખાખ થઇ જાય તો પણ નથી હોલવાતી! રજપૂતોમાં પણ આવા જવાહીર પાકે છે! માનસિંહ તારે લાયક આ જવાહર નથી. એના અશ્કનો આતશ તું નહિ જેરવી શકે—તારું દિલ ખાખ થઇ જશે!

(ગાયન ૫)

(કૃષ્ણા તરફ જોઇ) માળા ગૂંથે છે. કેવા એના હાથ ફરી રહ્યા છે! એ હાથ ખાતર હજારો દુનિયા પાયમાલ થઇ જાય તો પણ શું? દુનિયા! યાદ રાખજે એ હાથ અમીરખાન પાસથી તારો કોઇ પણ આદમી ઝુંટવી નહિ શકે. શયતાનની પણ તાકાત નથી કે મારી કનેથી એ હુસ્ન લૂટી લે! (પ્રકાશ) કૃષ્ણાકુમારી!

કૃષ્ણાકુમારીઃ-(ચમકીને પાછળ ફરી) કોણ? કેમ?

અમીરઃ-હું, અમીરખાન; તમને અહિ જોઇને આ તરફ આવ્યો. માળા ગૂંથો છો?

કૃષ્ણાઃ-(કંઇ પણ બોલ્યા વગર આશ્ચર્યથી જોઇ રહે છે)

અમીર.-કોને સારૂ માળા ગૂથો છો?

કૃષ્ણાઃ-અમથીજ હંમેશ ગૂથું છું.

અમીર.-(સ્વગત) આના વગર જીંદગી નકામી છે. કોઇ પણ ઉપાયે એને મેળવવાની કોશીશ કરૂ. (પ્રકાશ) મને તમારા પેદર મારફત ખબર મળી છે કે તમે રાજા માનસિંહ સાથે શાદી કરવા નથી માંગતાં.

કૃષ્ણાઃ-(મૂંગી રહે છે.)

અમીરઃ—કુમારી એ વાત ખરી છે?

કૃષ્ણાઃ—પિતાને જૂઠું બોલવાનું શું કારણ?

અમીરઃ—કુમારી, એક વાત પૂછું? ગુસ્સે ના થતા.

કૃષ્ણાઃ—શું છે?

અમીરઃ-(સ્વગત) એને શી રીતે પૂછું? અમીરખાન, ક્યાં ગયું તારૂં મગજ? (વિચાર કરી પ્રકાશ) જાણો છો માસનસિંહ મેવાડને પાયમાલ કરી નાખશે.

કૃષ્ણાઃ—ભલે.

અમીર૦ઃ—તે જોરજૂલમથી તમને લઇ જશે.

કૃષ્ણા૦ઃ—રજપૂત દુહિતાઓ જોરજુલમથી કોઇ જોડે જતી નથી.

અમીર૦ઃ—ત્યારે શું કરશો?

કૃષ્ણા૦ઃ—અનેક વેળા અનેક રજપૂતાણીઓએ કર્યું હતું તે.

અમીર૦ઃ—તે શુ?

કૃષ્ણા૦ઃ—એ રજપૂત હોય તેજ સમજે.

અમીર૦ઃ—તમે એની સાથે શાદી કરવાની કેમ ના કહો છો?

કૃષ્ણા૦ઃ—(તિરસ્કારથી) અમીરખાન! મારા પિતાએ પણ કારણ ન્હોતુ પૂછ્યું!

અમીર૦ઃ—(સ્વગત) કેટલી મગરૂરી? અમીરખાન સિવાય કોણ આનું ગુમાન ઉતારી શકે? (પ્રકાશ) તમારા બચાવનો ભાર કોના સીર પર મુકવા માંગો છો?

કૃષ્ણા૦ઃ—(આગળીથી આકાશ બતાવે છે)

અમીર૦ઃ—આપના સંજોગોમાં તમારે ખાતર કોઇ દુસ્મિનની સામે થવા તૈયાર થાય તો તેને શું કહો?

કૃષ્ણા૦:–દુનિયાની સ્હામે થવા ના કહું.

અમીર૦:–કારણ ?

કૃષ્ણા૦:–મારે ખાતર કોઇને કોઇ પણ સ્હામે થવાની જરૂર નથી.

અમીર૦:–મગરૂર બાળા ! તમારે લીધે મેવાડ સળગી જશે– સારા રાજસ્તાનમાં એક રજપૂત રહેશે નહિ !

કૃષ્ણા૦:–તેનો શોક રજપૂતને હોય. તમારે શું ?

અમીર૦:–મને ભલે દિલગીરી ન થાય. પણ તમને તો થતી હશેને ?

કૃષ્ણા૦:–મને શું થાય છે તે જાણીને બીજાને શું કામ ?

અમીર૦:–બીજાની કદાચ આખી જીંદગી એટલા પર ટકી રહી હોય !

કૃષ્ણા૦:–અમીરખાન ! તમે બહુ છુટ લો છો ! તમારે જે કહેવું હોય તે ટુંકામાં કહીને ચાલ્યા જાઓ.

અમીર૦:–એ જગતસિંહ ને માનસિંહ બન્નેને ઠેકાણે લાવવાની તાકાત મારા એટલામાં છે.

કૃષ્ણા૦–હશે.

અમીર૦:–મને એ તાકાતનો ઉપયોગ—

કૃષ્ણા૦:–બોલો મુગા કેમ થઇ ગયા ?

અમીર૦:–મને એ તાકાતનો ઉપયોગ તમારે માટે કરવા દો.

કૃષ્ણા૦:–એટલે ?

અમીર૦:–મેં તો સાંભળ્યું હતુ કે રજપૂત કુમારીઓ ઘણી હોંશિયાર હોય છે !

કૃષ્ણા૦:–પરંતુ દુર્ભાગ્યે યવનોને તેમની હોંશિયારી સમજાતી નથી.

અમીર૦:–આખા રાજસ્તાનને હું હંફાવું—તમે મારી સાથે—

કૃષ્ણા૦:–(ચમકીને) શું ?

અમીર૦:–તમે મારી સાથે શાદી કરો તો !

કૃષ્ણા૦:–અમીરખાન ! ભાન છે શું બોલો છો તેનું ?

અમીર૦:–રાજકુમારી એમાં નવાઇ પામવા જેવું કંઈ નથી! હજારો રજપૂતો જેના આગળ કુર્નિશ બજાવી રહ્યા છે તે આ અમીરખાન તમારી પાસે સવાલ કરતો ઉભો છે. બોલો કંગાલ પર રહમ કરશો ?

કૃષ્ણા :–અમીરખાન શરમ નથી લાગતી—

અમીર :–ભિખારીને શરમ શી ?

કૃષ્ણા :–રજપૂતની કન્યા માંગતાં લાજ નથી આવતી ?

અમીર :–કુમારી, માફ કરજો ; પણ કેટલી રજપુત કન્યાઓએ મોગલોના ઝનાના શોભાવ્યા હતા તે ભૂલી ગયા ?

કૃષ્ણા :–ને રજપુત ન્હોતા. બાપા રાવળની હું વંશજ છું. પોતાની બ્હેન દીકરીઓ મોગલને ન આપવા ખાતર મેવાડના કોતરોમાં સિંહ ને વાઘ સાથે સુનાર રાણા પ્રતાપના કુળની હું તે યવનનો સ્વીકાર કરૂં ! મારે તો એની છાયામાં પણ ન આવવું જોઇએ !

અમીર :–ભલે હું મુસલમાન હોઇશ. પણ રજપૂતોથી તમારો બચાવ કરવાની તાકાત ફક્ત મારા એકલામાંજ છે.

કૃષ્ણા૦ :–આખા જગતના ખાંડા મને કચરી નાખે, સારૂં આકાશ નીચે ઉતરીને મને ચગદી નાંખે તો પણ યવનની તાકાત વડે હું બચવા માગતી નથી !

અમીર૦ :–રાજકુમારી, ખોટી હઠ શા માટે કરો છો ? અમીરખાનની બેગમ બનશો તો સારી દુનિયા તમારી કદમબોસી કરશે સારી આલમની દૌલત તમારો હુકમ ઉઠાવશે. કોઈક કંગાલ રજપૂત સાથે શાદી કરીને શું મેળવશો ? અમીરખાન તમને જે અયશ-આરામ આપશે તે જીન્નતમાં પણ નહિ મળે. તમારા એક લફઝને ખાતર અમીરખાનની સમશેર સારી આલમની કત્લ કરવા તૈયાર થશે. કહેશો તો આફતાબ ને ચાંદને, પણ નીચે ઉતારીને તમારે ચાલવાનાં પગથિયાં બનાવીશ. દુનિયાના દરિયાને સુકવી નાંખીને તમારા બાલના એકએક ઝુલ્ફે મોતી પરોવીશ. ખુદાને પણ કહેશો તો જીન્નતમાંથી પકડી લાવી તમારો બંદો બનાવીશ !

કૃષ્ણા૦ :–અમીરખાન ! મારે દુનિયાની દૌલત નથી જોઇતી. તમારા ઘરના વિલાસામૃત તે મારે મન સર્પના વિષદંશ છે ! તમારાં સ્નેહવચનો સાંભળવા કરતાં પ્રલયકાળના ઝંઝાવાત મારા શ્રવણને ફોડી નાંખે તે હું પસંદ કરીશ ! તમારા આપેલા મોતી પરોવવા કરતાં રોમે રોમ વિનાશની વેદના હું વધાવી લઇશ. તમારા કરસ્પર્શથી આકાશમાં ચ્હડવા કરતાં મેવાડની અજાણી ખીણમાં મારૂં મુડદું કહોઇ જાય તે પણ હું પસંદ કરીશ ! યવનના પ્રણયના ભુજપાશ એ ક્ષત્રિયાણીને મન શયતાનના ભુજંગ પાશ છે !

અમીર૦ :–રાજકુમારી, અમીરખાને કોઇને પણ અર્જ કરી નથી. એને જે જોઇએ તે એ હાથની તાકાતથીજ લે છે, પણ તમારે ખાતર મેં ફકીરની માફક અરજ કરી—

( કૃષ્ણાકુમારી જવા માંડે છે )

અમીર૦ :–( રસ્તો રોકી ) મગરૂર બાળા ! છેલ્લી વાત સાંભળી લ્યો. અમીરખાન જે માંગે તેની ના કહેનાર દુનિયાની સપાટી પરથી

નાબૂદ થઇ જાય છે. અમીરખાન તેને આંગળી પણ અડકાડતો નથી પણ એની આંખમાં આતશથીજ એ બેજાન થઇને એના પગ આગળ પડે છે!

કૃષ્ણા૦ :–દુષ્ટ! મુડદું થઇને પડીશ તોયે તારા ચરણમાં નહિ.

અમીર૦ :–એમ? કુમારી મને જે નહિ મળી શકે તે દુનિયાનો કોઇ પણ આદમી નહિ મેળવી શકે મેવાડને ઘેરઘેર ચિતાઓ સળગશે, મેવાડના પવનની લ્હેરે લ્હેરમાં કલ્પાંત વ્યાપી રહેશે. મેવાડના પત્થરે પત્થર ઉખેડીને હું ફેંકી દઇશ. મેવાડનો બાગ જઙ્ગલ જેવો થઇ જશે! તેમાં તારૂં હુસ્નનુ ફુલ કયાંનું કયાં ચીમળાઇ જશે!

કૃષ્ણા૦:–ભલે!

અમીર૦:–મેવાડની ખાખમાંથી હું એ ફુલ–કરમાઇ ગએલું, ચીમળાઇ ગએલું, ચગદાઇ ગએલું એ ફુલ શોધી કાઢીશ ને તેને મારા પગ તળે કચરી–પીસી નાંખીશ!

કૃષ્ણા૦:–(જવાનો પ્રયત્ન કરે છે.)

અમીર૦:–(અટકાવી) સાંભળી લે.

કૃષ્ણા૦:–(બૂમ પાડી) ખસ!!

(સંગ્રામસિંહ પ્રવેશ કરે છે.)

સ૦:–(કૃષ્ણા, તથા અમીર સ્હામું વારાફરતી જોઇ) શું થયું?

કૃષ્ણા૦:–(કંઇ બોલતી નથી)

સં૦:–(અમીર૦ને) શું છે?

અમીર૦:–(કૃષ્ણા તરફ તીક્ષ્ણ દૃષ્ટિપાત કરી) મારવાડ નરેશ માનસિંહ સાથે સાદી કરવાને હું આને સમજાવતો હતો. તેમાં એ ખફા થઇ ગયાં!

સં૦—અમીરખાન, એ તમે મહારાણા ભીમસિંહને સમજાવવાનો યત્ન કરજો. મેવાડની રમણીઓના મુખનું દર્શન સૂર્યને પણ દુર્લભ હોય છે! સમજ્યા? ફરીથી રાજકુમારી હોય ત્યાં આવવાની હિંમત કરશો તો જીવતા પાછા ફરી શકશો નહિ. યાદ રાખજો, મેવાડની રાજકુંવરી તરફ હવે નજર પણ કરશો તો તમારી આંખો ફૂટી જશે!

અમીર૦:—(તિરસ્કારથી) એમ? ને મારા દાના સલાહકાર, આપ કોણ છો?

સં૦:—તમારે જાણવાની કંઈ જરૂર નથી. પરતુ હું મહારાણાનો સરદાર સંગ્રામસિંહ છું. ને હવે આપ વાંધો ન હોય તો પધારો.

અમી૦:—સરદાર સાહેબ, (કૃષ્ણા તથા સંગ્રામ તરફ અર્થપૂર્ણ દ્રષ્ટિ કરી) પઠાણ નાયક અમીરખાન આપને મુબારકબાદી આપે છે! (કૃષ્ણા તરફ ધમકીસૂચક નજર ફેંકી ચાલ્યો જાય છે.)

સં૦:—રાજકુંવરી, ઇચ્છા હોય તો રાજમહેલ સુધી હું આપને મુકવા આવું.

કૃષ્ણા૦:—હુ એકલીજ જઇશ. પરંતુ સંગ્રામસિંહ, તમે મારા પિતાના વિશ્વાસુ સરદાર છો, રણવાસમાં પણ તમને આવવાનો પરવાનો છે તો આ વાત મારા પિતા તથા માતાને કાને ન જાય એમ કરજો.

સં૦:—ખાત્રી રાખજો મારા સિવાય એ વાત કોઇપણ નહિ જાણે. પરંતુ રાજકુંવરી, હું એક વિનંતી કરૂં? આ પઠાણથી ચેતતા રહેજો. કોણ જાણે કેમ પણ એને જોયો ત્યારથી મને લાગ્યા કરે છે કે એ કોઇ ભારે અનિષ્ટ કરશે. એ આવ્યો ત્યારથી મેવાડના આકાશમાં ધુમકેતુ ઉગ્યો હોય એમ લાગે છે. (કૃષ્ણા જાય

છે તે તરફ જોઇ) કુંવરી, તું જાણે છે તારા હાથમાંની ફુલની માળા નહિ, પણ મારૂં હૃદય, મારૂં જીવન, મારૂં સર્વસ્વ લઇ જાય છે. એને દુભવવાનું દિલ દુનિયામાં કોઇને પણ કેમ થતું હશે? (કૃષ્ણાના હાથમાંથી સરી પડેલું ફુલ લઇ) કુસુમ! કૃષ્ણાએ ગુંથેલી માળામાં તું ન રહી શક્યું? ભલે તો પણ એક ક્ષણ તું એ કરમાં રહ્યું એટલે તારૂં જીવન સફળ થયું. હવે તું કરમાય તોયે શું? (આંખે તથા લલાટે લગાડી) (નિસાસો નાંખી) આશા! ન પહોંચાય એટલે સુધી તું શા માટે ઉડે છે? ભગવાન્ ન પુરાય એવી આશા શા માટે જન્માવે છે?–હા, પણ એ આશા ન હોય તો જીવનનો આધાર પણ શો? નિરાશા જેવી આશા પર જીવન ટકી રહે છે એ પણ નવાઇજ કેની? એને એકવાર જોઇ એટલે બીજી વાર જોવાની ઇચ્છા થઇ; બીજી વાર નિહાળી એટલે તો કરોડ વાર નિહાળતાંયે ન પૂરાય એવી ઉત્કંઠા જાગી! કૃષ્ણા! તારા ચરણમાં સર્વસ્વ સમર્પી દઉં એમ થાય છે–તને શું નથી સમર્પ્યું? ને તોયે હજી પણ કંઇ આપ્યાંજ કરૂં એમ થાય છે!

## (ગાયન ૬)

પ્રભૂ! બીજી કોઇ નહિ તો આ એક આશા પૂરજે! નિરાશાના આ ગાઢ અંધકારમાં સૂર્ય નહિ, ચંદ્ર નહિ, તારક નહિ તો ત્હાની સરખી એક વિદ્યુત્ પણ ચમકાવજે!

## (ગાયન ૭)

(જાય છે)

## પ્રવેશ પાંચમો

(અમીરખાન તથા ભીમસિંહ)

(સ્વગત) કેટલું અપમાન? મારી છાયા પણ તને ન જોઇશે કેમ? ખુબસુરતીમાં મગરૂરી કેટલી ભરેલી છે! હું જે જમીન પર ચાલ્યો તે જમીન પણ પાણીથી ધોવડાવવી પડી એટલો બધો હું નાપાક! પણ કંઇ નહિ એનો કીનો કેમ લેવો તે અમીરખાન સારી રીતે જાણે છે. તને હું નાપાક લાગતો હોઇશ પણ કૃષ્ણા! તારા પેદરને તો મારા વગર ઘડીભર પણ ચાલતું નથી. તું જોશે કે જે કામ કોઈ મુસલમાને પણ નહિ કીધું હોય તેવું કામ તારા પેદર પાસે–પ્રતાપના વંશના રજપૂત પાસે કરાવીશ.

અમીર૦:–(પ્રકાશ) મહારાણા, માનસિંહને ના કહેવડાવવાનો આપનો વિચાર ચોકકસ છે?

ભીમ૦:–હા, ચોકકસ.

અમીર૦:–ચાલો, એક રીતે બહુજ—

ભીમ૦:–કેમ અટકી ગયા?

અમીર૦:–મહારાણા! મારૂં દીલ કોણ જાણે કેમ પણ તમારા તરફ બહુજ ખેંચાય છે. મારે ખાનગી રાખવું જોઇએ તે પણ તમારી આગળ મારથી બોલી દેવાય છે!

ભીમ૦:–અમીરખાન ગભરાવ નહિ, બોલો.

અમીર૦:–મહારાજ, માનસિંહ મારો દોસ્ત છે.

ભીમ૦:–તે હું જાણું છું.

અમીર૦:–એનું કંઇ પણ—

ભીમ૦:—શું ?

અમીર૦:—ના, ના. જવા દો.

ભીમ૦:—એનું શું ?

અમીર૦:—મહારાજ, કંઇ નહિ.

ભીમ૦:—અમીરખાન, કોઇને સંદેહમાં રાખવો એ સારૂં ?

અમીર૦:—દોસ્તનું ભુંડું મારાથી કેમ બોલાય ?

ભીમ૦:—ત્યારે તમે શું માનસિંહનું ભુંડું—

અમી૦:—ના, ના, હું એનું ભૂડું બોલવા નથી માંગતો. ગમે તેવો પણ એ મારો દોસ્ત છે.

ભીમ૦:—એની સાથે હું કૃષ્ણાના લગ્ન નથી કરવાનો પછી શું ?

અમીર૦:—તો ઘણુંજ સારૂં, બીજું કંઇ હું કહી શકું તેમ નથી. પણ નામદાર એક વાત રજા હોય તો, પૂછું ?

ભીમ૦:—શી વાત છે ?

અમીર૦:—માનસિંહને આપની કુંવરી નહિ દો તો કોને દેશો ? જગતસિંહને આપશો તો માનસિંહ એની અને એના રાજ્ય—ની મહારાજ, આપના રાજ્યની પણ પાયમાલી કર્યા વગર રહેશે નહિ' ને મહારાજ, અમે પઠાણ લડીશું તો એના તરફથીજ- એનો અમારા ઉપર બહુ અહેશાન છે ગમે તેવો દોસ્ત હોય પણ તેના તરફ નિમકહરામ કેમ થવાય ?

ભીમ૦:—અમીરખાન, કોકડું બહુ ગુંચવાઇ ગયું છે. તમને કંઇ યુકિત સુઝે છે ?

અમીર૦:—મને શું સુઝે ? અમે પઠાણો તો લડવાની વાત સમજીએ.

ભીમ૦.–કૃષ્ણાને હમણાં કુંવારીજ રાખીશ. શાંતિ થશે પછીજ પરણાવવાનો વિચાર કરીશ.

અમીર૦:–શાંતિ થશે ? કયારે ?

ભીમ૦:–એજ મુંઝવણ છે. કંટાળીને માનસિંહ પાછો નહિ ફરે ?

અમીર૦:–મહારાજ, ઉદેપુર સુધી આવ્યો છે તે પાછો ફરવાને ? કુંવરી આપવાની તમે ના કહેશો એટલે એ આપના રાજ્ય પર ચ્હડી આવશે.

ભીમ૦:–ભો આવતો.

અમીર૦.–મહારાજ, જાણો છો કે એની પાસે કેટલું લશ્કર છે?

ભીમ૦:–કેટલુ છે ?

અમીર૦:–રાજસ્તાનમાં પ્હેલાં કોઈ પણ રાજાએ જોયુ પણ નહિ હોય એટલું લશ્કર એણે ભેગું કર્યું છે. એ ચાહે તો એક દિવસમાં આ આખું મેવાડ જમીનદોસ્ત કરીને દોજખ જેવું બનાવી દે.

ભીમ૦:–ત્યારે હું શું કરૂં ?

અમીર૦:–બીજો કોઈ રસ્તો નથી ?

ભીમ૦:–જણાય છે કોઈ માર્ગ તમને ! મને તો જ્યાં જોઉં છુ ત્યાં ઘોર અંધકાર સિવાય બીજું કંઇ પણ દેખાતું નથી.

અમીર૦:–બીજો કોઇ બળવાન રાજા નથી ?

ભીમ૦:–કોણ છે ? કોઇ નથી.

અમીર૦:–ત્યારે કોઇ મરાઠા–અથવા કોઇ બળવાન મુસલમાનને–

ભીમ૦:–મરાઠા અથવા મુસલમાનને સ્હાયતા આપવાની વિનંતી કરૂ ?

અમીર૦:-હા.

ભીમ૦:-સિંધિયા તો માનસિંહના પક્ષમાં છે. હોલકર અથવા મુસલમાન મારે લીધે બીજા સાથે લડવાને તૈયાર શા માટે થાય?

અમી ૦:-મહારાજ, કંઇ લાલચ આપો.

ભીમ૦:-લાલચ? શેની લાલચ? મેવાડના ધનભંડાર ખાલી છે. મેવાડના રાણા કરતાં બીજા દેશના ક્ષુદ્ર મનુષ્યો પણ વધારે દ્રવ્યવાન હશે!

અમીર૦:-બીજી કોઇ લાલચ આપો.

ભીમ૦:-શેની?

અમીર૦:-કૃષ્ણાકુમારીના હાથની.

ભીમ૦:-અમીરખાન! રજપૂતને ન ઓળખતા હો તો ભલે; પરંતુ ફરીથી કદિ પણ આવા શબ્દો ઉચ્ચારવાની હિંમત મારા આગળ ન કરતા! મરાઠને ખરો રજપૂત કદિ પણ કન્યા આપેજ નહિ ને મુસલમાનને કન્યા દેનારા રજપૂતના કુળના નહિ હોય! પૃથ્વી પર તારાઓજ ખરે છે, સૂર્ય ચન્દ્ર કદિ નહિ. ભલે કલા સર્વ જતી રહે પરંતુ આકાશમાંથી અવનિ પર સૂર્ય કે ચન્દ્ર કદિયે નજ ઉતરે. જાણો છો એ સૂર્યના હું વંશનો છું?

અમીર૦:-હું તો ફક્ત લાલચ આપવાનીજ વાત કરૂં છું.

ભીમ૦:-ક્ષત્રિય કદિ ખોટા વચન આપે નહિ. ને ખોટી લાલચથી કોઇ પણ કેટલા વખત સુધી ફસાય?

અમીર૦:બીજો કોઇ પણ રસ્તો મને તો નથી સૂઝતો.

ભીમ૦-ઇશ્વરેચ્છા હશે તે થશે. કંઇ નહિ તો અંતે અમે કેસરિયા કરીશું

અમીર૦.-એટલે?

ભીમ૦:–રણયજ્ઞમાં અમે દેહની આહુતિ આપીશું.

અમીર૦:–ને આપની રાણીઓનું શું થશે?

ભીમ૦:–રજપૂત કુલાંગનાઓ કરશે જૌહર.

અમીર૦:–તે શું?

ભીમ૦:–અમારા રણમાં જતાં પહેલાં સ્ત્રીઓ ચિતામાં બળી મરશે.

અમીર૦:–એવી રીતે મોતને મળવા કોણ તૈયાર થાય?

ભીમ૦:–દુશ્મનના હાથમાં જાય તે પ્હેલાં મેવાડને ઘેરઘેર ચિતાઓ પ્રકટશે, દુશ્મનની આંખ મેવાડની રમણીઓ નિહાળવાને બદલે ચિતાના ધુમાડાથી અંધ થઇ જશે મેવાડની ગાદી મેળવતા પ્હેલાં મેવાડીઓની રક્તસરિતમાં શત્રુઓ ડુબી જશે.

અમીર૦ :–(સ્વગત) કેટલું ગુમાન? કૃષ્ણાએ મારો તિરસ્કાર કર્યો, આ રાણો તો મુસલમાનને એની પુત્રી આપવાની વાત પણ કહેવા નથી દેતો; તારાજ જમીન પર ખરે છે, કેમ? પણ ભીમસિંહ! તું પણ જોશે કે આ અમીરખાનના છલમયી મેવાડનો આફતાબ પણ જમીન તો શું પણ દોજખમાં ઉતરશે, આથળો થઇને આકાશમાંથી ક્યાંનો ક્યાં ચાલ્યો જશે—ઠીક–તારી રૈયત પોતે મરવા માંગે છે કે અંઇક બીજાનું મૃત્યુ ઇચ્છે એ પણ તને બતાવું.

ભીમ૦ :–અમીરખાન, શા વિચારમાં પડી ગયા છો?

અમીર૦ :–(સ્વાગત) મેવાડના આફતાબ! તને નીચે પાડ-વાના (પ્રકાશ) મહારાજ, તમે કહ્યું તેનોજ વિચાર કરતો હતો.

ભીમ૦ :–શું?

અમીર૦ :—કંઇ નહિ, રાણાજી, પણ તમે કહેતા હતા કે મેવાડીઓ બધા મેવાડ ખાતર જાન દેવાને તૈયાર છે તેનો વિચાર કરતો હતો.

ભીમ૦ :—તમેને એમાં નવાઇ લાગે છે?

અમીર૦ :—નવાઇ? નવાઇ તો શું પણ—

ભીમ૦ :—પણ શું?

અમીર :—કંઇ નહિ નામવર, કોઇના વિચાર જાણવાને શા માટે ઇન્તેજાર થવું? એમાં સાર નથી. કબ્રના મુર્દા પેઠે એમે અંધકારમાં દાટી રાખવાજ ઠીક છે. એને રોશનીમાં આણો તો જોનાર ભડકી જશે—ગાંડા થઇ જશે?

ભીમ૦ :—અમીરખાન, તમે મારાથી કંઇ છુપાવવા માગો છો.

અમીર૦ :—હા, છુપાવવા માંગું છું. જેટલું મેં સાંભળ્યું છે તે બધું કહેવાની શી જરૂર?

ભીમ૦ :—શું સાંભળ્યું છે!

અમીર૦ :—કંઇ નહિ મહારાણા, એ વાતને ગૂંગળાવીને મેં મારા દીલમાંજ દાબી દીધી છે. ન્હાસી ન જાય માટે ગણું દબાવીને એને પકડી રાખી છે. પણ તમને જોઉં છું એ વાત બ્હાર નીકળી આવે છે—મને તરછોડીને તમારી પાસ છટકી જતી હોય એમ લાગે છે. જેનાથી આપણે વાત છુપાવવા માગીએ તેનાજ આગળ દીલ તોડીને એ વાત નીકળી આવવાનો કોશીશ કરે એ પણ કેવી નવાઇ?

ભીમ૦ :—મારાથી છુપાવવા માંગો છો? તમે જે સાંભળ્યું હોય તે નિશ્ચિંત રીતે મને કહી દો. હું જરા પણ ગુસ્સે નહિ થાઉં. મારા વિષે કંઇ સાંભળ્યું છે?

અમીર૦ :—ના, ના કોઇ માટે મેં કંઇ પણ સાંભળ્યું નથી. મારા કાન શા માટે ફાટી ન ગયા? રૈયતમાં ફરવાની મારે શી જરૂર!

ભીમ૦ :—પ્રજા? પ્રજા મારે વિષે વાત કરે છે?

અમીર૦ :—ના, ના. તમારે માટે નહિ.

ભીમ૦ :—ત્યારે કોને માટે? તમારે માટે?

અમીર૦ :—મારે માટે બોલે તેની મને જરા પરવા નથી. પણ—

ભીમ :—પણ શું? પણ કોને માટે બોલે છે? પ્રજા શું ઇચ્છે છે?

અમીર૦:—નામવર રૈયતની મરઝી જાણવાની કોશીશ ન કરવી દરીયામાં ક્યારે કેવાં મોજાં ઉછળશે એ કોણ કહી શકે? બાપદાદાના રંગો ક્યારે પલટાશે તે કોણ કહી શકે? રૈયતની મરજી ખુદાવંદ એ કોણ પુરી શક્યું છે કે આપણે પૂરી શકીએ? જંગલમાં લાય લાગે તે પણ આખું જંગલ ખાખ થતા હોલાઇ જાય. બળતા પહાડો ફાટે તે પણ વખતના પસાર થવા સાથે નરમ થઇ જાય પણ રૈયતની ઇચ્છાનો ભડકો—એ કદી પણ હોલાયજ નહિ તમારા અયશ આરામની તમારા ચમનઅમનની, તમારી પ્યારામાં પ્યારી ચીઝની એના પર કુરબાની કરો તોયે એ ધરાયજ નહિ! જે એનું કલ્યાણ કરે તેની ફનાની એ મરઝી કરે! જે હાથ એનો બચાવ કરે તેજ હાથ એ કાપી નાંખવા માંગે! જે એને ખાતર શાહીદ થાય તેનાજ મુડદા પર એ નાચે એવી બેકદર નીમકહરામ રૈયત છે! એવી રૈયત શું ચ્હાય છે તે જાણી શું કામ? ગરીબ પરવર રૈયતની મરઝી હોય તે હોય! આપણે શું? જવા દો એ વાત.

ભીમ૦:—એવું તે પ્રજા શું ઇચ્છે કે એ બિચારી આટલી બધી તારી નિંદા પામવાને યોગ્ય થઇ?

અમીર૦:—મને મારી નાખશો તોયે એ વાત હું કહેવાનો નથી!

ભીમ૦:—ત્યારે મારે બીજા કોઇ ઉપાય લેવા પડશે.

અમીર૦:—માંડી વાળો; જવા દો. ભૂલી જાઓ. બધું. હાથે કરીને હૃદય દાવાનળ શા માટે પ્રકટાવવો? જાણી જોઇને ન હોલ-વાય એવી અશાંતિ આગ શા માટે સળગાવવી? પ્રજાના તમે કંઇ બંધાએલા નથી. પ્રજા કૃષ્ણાકુમારી માટે ગમે તે—

ભીમ૦:—(એકદમ અમીરખાન પાસે ધસી આવી) કૃષ્ણા માટે? બોલ બોલ, કૃષ્ણા માટે પ્રજા શું બોલે છે? હું હુકમ કરૂં છું બોલ!

અમીર:—મહારાજ, તમારા આગળ ગરદન નમાવી છે. ફાવે તો કતલ કરો. ધડ ને ડોકું છૂટાં કરો, પણ હોઠ મારા બંધજ રહેશે! ને બીજા ઉપાય લેવાના છે તે પણ જવા દો. નગરચર્યા કરવાનો ચાલ અસલ લાભકારક નીવડ્યો હશે; પણ અત્યારે—

ભીમ૦:—બરાબર; ઠીક યાદ દેવડાવ્યું. નગરચર્યા—

અમીર૦:—મહારાજ, મારી સલાહ માનો. નગરચર્યાનો વિચાર છોડી દો. જે જ્ઞાનથી જીવનમાં ઝેર રેડાય તેવું જ્ઞાન મેળવાને શો ફાયદો?

ભીમ૦:—મારે કોઇની સલાહ નથી જોઇતી. હું જોઇશ, નગર-ચર્યા કરીશ, ને સાંભળીશ પ્રજા કૃષ્ણા સારૂં શું કહે છે! કૃષ્ણા તો પ્રજાને બહુ લાડકી હતી. એના માટે એ શું કહે? અમીરખાન, કાલે સાંજે વેશબદલો કરીને તમે આવજો. આપણે છાને વેશે પ્રજાની માંગણી સાંભળી આવીશું.

અમીર૦:—મહારાજ, હજી પણ કહું છું કે જવા દો એ વાત!

ભીમ૦:-તમારે ન આવવું હોય તો ન આવતા. હું તો જઇશજ.

અમીર૦:-મ્હારાજ મારી સલાહ-

ભીમ૦:-બીજું મારે નથી સાંભળવું. કાલે આવશો કે નહિ!

અમીર૦:-તમારી એજ ઇચ્છા હોય તો ભલે આવીશ. પણ-

ભીમ૦:-બસ ત્યારે કાલે સાંજે જરૂર: હમણાં તો હું જાઉ છું.

(જાય છે.)

અમીર૦:-ભીમસિંહ! તારે પ્રજાની ઇચ્છા સાંભળવી છે કેમ? સાંભળજે, સાંભળજે. તારૂં હૃદય ફાટી જાય, મગજ બેફામ બની જાય ત્યાં સુધી સાંભળજે! પ્રજાની ઇચ્છા સાંભળવી છે પરંતુ મારી અર્જ ન સંભળાઇ? મારાથી તારી પુત્રીની માંગણી પણ ન થાય કેમ? હશે. પ્રજા તારી પુત્રી કોને આપવી. કોના આવાસમાં મોકલવા માંગે છે ને બરાબર સાંભળજે. હું જે તને સંભળાવવા માગુ છું. તેટલુંજ પ્રજા કનેથી તું સાંભળી શકશે. અમીરખાન કહેવડાવવા માંગશે તેટલુંજ પ્રજા કહેશે. ચાલ, કાલ સુધીમાં બરાબર ગોઠવણ કરી દઉં. અજીતને મળું ને ભીમસિંહના કર્ણને માટે રસાયન તૈયાર કરૂં.

(જાય છે.)

## પ્રવેશ છઠ્ઠો

(કોમીક) સ્થળઃ-રફુચક્કર કલબનો રસ્તો.

પાત્રો:—લવજી લવડંર, શીવજી શેવગાંઠીઆવાળો, નવાબ પાનપટ્ટીખાન દમડુ વિગેરે.

લવજી:-કેમ સાહેબો! મને ઓળખ્યો! અરે ઓળખી! મારૂં નામ મીસ પ્રમીલા નહિં કે લવજી લવંડર.

શાવકશાએ પણ યુક્તિ સારી સુઝાડી. હવે મારૂં છું ત્યાં ફરી શકું છું. (સાડીનો છેડો ખસી જાય છે.) આ સાડીને પણ બિચારીને બૈરીના શરીર પર રહેવાની ટેવ પડી ગઇ છે, એટલે મારા શરીર પર રહેવું એને ફાવતું નથી, તમે બધા પણ એકવાર મારી માફક મૂછાળા મરદનો અવતાર છોડી ઘાઘરા પલટણનો શણગાર સજો. કંઇ કંઇ અનુભવો થશે. પહેલાં હું સારી લાગતી સ્ત્રીની પાછળ પાછળ જતો હવે બધા મારી પાછળ પાછળ આવે છે! ખોંખારા મારે છે. મારી સ્હામું જોઇને મૂછો મરડે છે. ગમે તે મસ કાઢીને મારી સાથે વાત કાઢે છે. કેટલાક બિચારા એવા શરમાળ હોય છે કે મને 'બાનુ' કહેતાં કહેતાં 'બા' કહીનેજ અટકી જાય છે! (આવી નજર કરી) આ જો કોઇ આવ્યો! એવો મને જોઇને ઘેલો ઘેલો થઇ જશે. અરે! પણ એ તો મારો ભવિષ્યનો સસરો શિવજી સેવગાડીયાવાળો લાગે છે ને શું? (છુપાય છે).

(ગાયન ૮ મું.)

(શિવજી શેવગાંડીયા સાથે પ્રવેશે છે.)

શિવજીઃ—ભાઇઓ!

વખત બહુ વસમો થયો છે, વાત એ વિખ્યાત છે:
ધંધા બધા મંદા થયા, એ અનુભવની વાત છે.

આ રખડી રખડીને સવારની રાત થવા આવી પણ વકરામાં એક રાતી પાઇ પણ ના આવી તે નજ આવી બસ. ઉફ! વારસામાં ઉતરી આવેલા મારા બાપદાદાના હથીઆર આજે તને છેલ્લા નમસ્કાર છે. અરેરે!

રાજતાં તને મારા હૃદયમાં, થાય બહુ આઘાત છે;
પણ વખત વર્તી ચાલવું, એ અનુભવની વાત છે.

બસ, ચાલો. હવે કોઈ બીજા ધંધાનો વિચાર કરીએ. અરે! પણ સામેથી કોઇ ખાનદાન મહેરબાન આવતા જણાય છે. જોવા દો કે તે વળી શો નવો કંકો ઉડાવે છે?

નવાબ :–યાર! પેસ્તનજીમાંથી નવાબ પાનપટ્ટીખાન બનતાં પણ ચોકઠું ના બેઠું તે નાજ બેઠું.

બહુ આખડયો, બહુ આથડયો, બાચી તણો આ ખેલ છે;
પણ ભુલ ભુલ એકે ના જડયું, એ પણ નસીબનો ખેલ છે.

ઓ ખુદા! આટલી ઉમર થવા આવી. દીવાની જુવાનીએ મારા આ સુંદર શરીર પર પુરેપુરી સત્તા જમાવી પણ કોઇએ મને બૈરી ન અપાવી તે નજ અપાવી. જુદા જુદા વેષે દુનીઆને ખળભળાવી લાખ્ખોની ને કરોડોની ઉથલપાથલ ચલાવી પણ આખરે તકદીરે થારી નજ આપી તે નજ આપી. ઓહ! કાઇ નહિ આપણે પણ કયાં કાચા છીએ. આજે વળી કુલ્પાડાના બનાવટી નવાબનો વેશ ધારી કોઇ જરદારને ફસાવી તળીઆ ઝાટક કરવાનો વિચાર છે. બસ, હવે એક ભાડુતી હજુરીઓ મળી જાય એટલીજ વાર છે.

શીવજી :–(સ્વગત) આ બંદા તૈયાર છે.

નવાબ :–બસ.

ખટપટ કરીને મોજ માણો, એ જીવનની સ્હેલ છે;
સમજ્યા તમે ઓ ભાઇ, એ પણ નસીબનો ખેલ છે.

શી૦ :–રામ રામ. સાહેબ મહેરબાન, આપનુ શુ છે અભિધાન?

ન૦ :–મારૂં નામ નવાબ. પાનપટ્ટીખાન એલચીખાન એ. ડબલ એમ. એકસ, વાય, ઝેડ.

શી૦ :—કે ઢેડ ?

ન૦ :—અરે ઢેડ નહિ. એક્ષ વાઇ ઝેડ.

શી૦ :—અરે હાં. તારે તો હું તમને સારી રીતે ઓળખું છું.

નવાબ ફુલપાડા તણા, વાત એ વિખ્યાત છે:
કેમ કેવી કહી દીધી, એ અનુભવની વાત છે.

ન૦ :—(સ્વગત)

કેવી અજબ આ વાત આ, ડોસાએ કહી દીધેલ છે;
આ શુકનમાં ડોસો મળ્યો, એ પણ નસીબનો ખેલ છે.

શી૦ :—કેમ ત્યારે સાહેબ, તમારે એક હજુરીઆની જરૂર છે. કેમ ખરૂં કે નહિ.

ન૦ :—હા ભાઇ, એ એક હજુરીઓ મળી જાય તો બેડો પાર થઇ જાય.

શી૦ :—તો સાહેબ, મે આજેજ મારા બાપદાદાનો શેવ ગાંઠીઆનો ધંધો બધ કર્યો છે અને આપના જેવાની નોકરીનોજ વિચાર ધર્યો છે. તો જો મને આપના હજુરીઆ તરીકે રાખશો તો આભાર થશે.

શીવજીના નામથી બંદો બહુ વિખ્યાત છે:
કામ લાગીશું બહુ એ અનુભવની વાત છે.

ન૦ :—ઠીક તો લે, તારૂં નામ દગડુ રાખ.

આજથી મમ નોકરીનું વચન આ દીધેલ છે;
નવાબ હું તું હજુરીઓ, એ નશીબનો ખેલછે.

(લવજીને જોઇને) ઉંહૂ ! પણ દગડુ સાવધાન.

તને નોકરીમાં રાખતાં, બહુ ફાયદો થએલ છે;
આ નજર પર ભુલ ભુલ પડયું એ પણ નસીબનો ખેલછે.

શી૦ :—એ સાહેબ.

કંઇક એવા ફાયદા મળવા જરૂર સરજાત છે;
પણ સાધવા એ ફાયદા એ અનુભવની વાત છે.

(સ્વગત) ઓ તારીની. મારી બેટી બૈરી તો બહુ સારી છે. પણ હવે કેમે કરી આ નવાબને દુર કઢાય તોજ આ શિકાર સર કરવાનો લાગ સંધાય.

ન૦ :—(સ્વગત) કોઇ રીતે આ ઘરડા ઘુવડને વંજે મપાવાય તોજ આ સોનાની ચકલીને ફસાવાય.

શી૦ :—હે ભગવાન! કાંઇ બુદ્ધિ સુઝાડ.

ન૦ :—હે રહેમાન કંઇ સમજણ પાડ.

શી૦ :—સાહેબ. જુઓ જુઓ 'એ બાઇ તો અહીંજ આવતી જણાય છે.

લ૦ :—(સ્વગત) મારા સસરાને ક્યાં ખબર છે કે આ તેનો શુરીઆનો જમાઇજ છે.

ન૦ :—દગડુ દગડુ. તું હવે જા, મારે બાઇ સાથે જરા ખાનગી વાતચીત કરવી છે.

શી૦ :—(સ્વગત) મારા બેટાએ ચોકઠું ગોઠવવા માંડ્યું ને શું!

ન૦ :—ચાલ દગડુ દુર થા.

શી૦ :—(સ્વગત) શેઠ પણ મારો અરેરે! અવળચંડી જાત છે.
હાલતો મુંગા રહેવું એ અનુભવની વાત છે.
(બાજુમાં છુપાય છે.)

ન૦ :—પધારો પધારો ઓ નાજુક નાર. તમારી સેવામાં તૈયાર છે તમારો તાબેદાર.

કહી દયો ઓ બાઇ કરવી ક્યાં તમારે સ્હેલ છે;
(સ્વગત) શીકાર આ સપડાય તો પુરો નસીબનો ખેલ છે.

લ૦ :-(સ્વગત) અરે ભોગ લાગ્યા, આનવાબ તો લપસી પડયા; પણ કયાં ખબર છે કે આ તો બાઈના લેબાસમાં ભાઇ છે. ચાલ હવે એ હવસી નવાબને જાળમાં પુરો લપટાઉં અને યુક્તિ પ્રયુક્તિ વાપરી તેના હજુરીઆ રૂપે પહેલાના મારા સસરાની પુત્રી લલીતાને પરણાવવાનો દાવ અજમાવું. (પ્રકાશ) હાં, નવાબ સાહેબ, આપ પરણેલા છો કે કુંવારા?

ન૦ :-(સ્વગત) તે પુછવાનું આને શું કામ? હાં સમજ્યો સમજ્યો બસ.

ખાટી મીઠી નજર એની, મારા ઉપર થયેલ છે;
વરવા મને એ ચ્હાય છે, એ પણ નસીબનો ખેલછે.
(પ્રકાશ) સુંદરી અદ્યાપિતો સુધરેલા સાધુનું જીવન ગાળેલ છે;
મરહુમ તારા બાપના સમ,એ નસીબનો ખેલ છે.
તમારા પર મેં ભવિષ્યની આશાઓ બાંધેલ છે;
વચન દઈ દીયો કે પછી ઉઘડયો નસીબનો ખેલછે.

શી૦ :-(સ્વગત) આ મારો શેઠ તો તદનજ લપસી પડયોને શું.
હ્યો. ઓળખાણ પુરી થઇ નથી, ત્યાં ઇશકની પંચાત છે;
વીસમી સદીના આશકો, આ અનુભવની વાત છે.

લ૦ :-નવાબ નામદાર, તમારી માંગણી કબૂલ કરવામાં મારે વાધો નથી પરંતુ.

ન૦ :-પરંતુ શુ સમજો કે—

હુકમ થતાં પાણીને બદલે દુધ હાજર થયેલ છે;
સમજો કે આજે ઉઘડયો, આપણા નસીબનો ખેલછે.
વીંટી હશે તું તો સમજ કે આ નગ તેમાં જડેલછે.
(સ્વગત) ફેંક મારા બાપ એ પણ નસીબનો ખેલ છે.

શી૦ :-(સ્વગત) મારો દીકરો તો પૂરો વકર્યો. આજકાલ બધાએ ધંધામાં સોના થવા મોંઘા થઇ પડ્યા છે. પરંતુ આ આશક બજારના સોદા તો તડાનડ ને ફડાફડ થએ જાય છે.

એક ઇશારે આંખના, સોદો થતો સાક્ષાત છે;
જમાનો પલટી ગયો, એ અનુભવની વાત છે

લ૦ :-એમ નહિ નવાબજી, પણ આપણા સ્નેહના રસ્તામાં મારો ભાઇ કંટકરૂપ છે. હા જો કોઇ રીતે એનું ચોકઠું મારા ઠેકાણે ગોઠવાય તોજ આપનો સ્નેહસંબંધ સદાને માટે સંધાય.

ન૦ :-ઠીક છે. તે થઇ રહેશે આપણા લગ્ન બાદ બધું જોઇ લેવાશે. કારણ–

રહેલું નથી એ કામ ખટપટનું અને મુશ્કેલ છે.
આજ માલ બહેરી મળે એ પણ નસીબનો ખેલ છે.

લ૦ : તો લાચાર કારણ મારા ભાઇએ પોતાના લગ્ન થયા પછીજ મને પરણાવવાની બાધા લીધી છે.

અવિચારી થઇ એણે લીધી છે કઠોર બાધા.
આપના શુભ લગ્નમાં તેથીજ છે વાંધા.

ન૦ :-ઠીક છે તો હું તપાસ કરી કાલે તમને જણાવીશ.

લ૦ :-ઠીકતો હાલમાં હું રજા લઇશ.

શી૦ :-દરીઓ તરીને વહાણ અહીં અટક્યું મદા આ ધ્યાન છે. આ બુલબુલ બહુ મોંઘું પડયું એ અનુભવની વાત છે.

લ૦ :-ઠીક તો નવાબજી સલામ (શિવજી ચાલ્યો જાય છે)

ન૦ :-અરે એમને કંઇ થાય! મારા મોંઘેરા મેમાન છો. આ આપની મીઠી મુલાકાતની યાદગીરીમાં બનારસથી મગાવેલું પુનાતું આ નવાબી પાન.

# પ્રવેશ ૭ મો

( અજીતસિંહ હાથમાં માળા સાથે પ્રવેશ કરે છે. )

અજીતસિંહ:-અજીત! તું ઘરડો થવા આવ્યો પણ મેવાડની ગાદી હજી એટલી ને એટલીજ દુર છે. કેટલી માળા ફેરવી પણ હજી ઇશ્વર ફળ આપતોજ નથી? એ પણ જબરો કંજુસ જણાય છે. મારે હવે જરા વધારે હોંશિયારીથી બાજી ખેલવી પડશે. પેલો પઠાણ આવ્યો છે તેને હાથમાં લીધો હોય તો ઠીક પડે. એ જબરૂં પુતળું છે. એના જોડે દોસ્તી બાંધી લઉં.

નોકર:-(પ્રવેશ કરીને) સરદાર સાહેબ, અમીરખાન આપને મળવા આવ્યા છે

અજીત:-જા, મોકલ. ( માળા ફેરવતો ભજન ગાય છે. )

( ગાયન ૧૦ )

( અમીરખાન પ્રવેશ કરે છે. )

અમીર૦ :-અજીતસિંહ!

અજીત૦:-(માળા ફેરવતો) કૃષ્ણ, કૃષ્ણ-કોણ અમીરખાન! ઓહો તમે કંઇ અહિંઆ?-(માળા ફેરવતો) કૃષ્ણ, કૃષ્ણ.

અમીર૦:-અજીતસિંહ! જે તમારા એટલા બધા વખાણ સાંભળ્યા કે તમારી સાથે દોસ્તી કરવાનું મને મન થયું છે.

અજીત૦ કર્તાહર્તા પરમેશ્વર છે આપણે તો નિમિત્ત માત્ર.

અમીર૦ :-હા, નિમિત્ત. પણ તે કેવું? જબરદસ્ત!

અજીત૦ :-કૃષ્ણ-કૃષ્ણ ( માળા ફેરવવા માંડે છે. )

અમીર૦ :–(સ્વગત) મેં સાંભળ્યું છે તેવોજ આ ઉઠાવગીર છે. પણ એને પણ હું રમાડું ત્યારે ખરો (પ્રકાશ) અજીતસિંહ, મેવાડની કંઇ ખબર?

અજીત૦ :–ખબર પરમેશ્વર રાખે તેની. કૃષ્ણ–કૃષ્ણ

અમીર૦ :–પણ તમે કંઇ નવા જુની જાણતા હશો કેની?

અજીત૦ :–આપણે શું જાણી શકીએ પામર પ્રાણી? રાધાકૃષ્ણ–રાધાકૃષ્ણ

અમીર૦ :–મેં તો સાંભળ્યું છે કે મેવાડના રાણા પર રૈયત રાજી નથી.

અજીત૦ :–અરે! એમ બોલાય આપણાથી?

અમીર૦ :–આપણાથી તો નજ બોલાય પણ લોકો બોલે તેને શું કરીએ?

અજીત૦ :–લોકો એમ બોલે છે?

અમીર૦ :–મ્હોટા મ્હોટા સરદારો પણ એમ કહે છે.

અજીત૦ :–પણ લોકોને એના પર ગુસ્સે થવાનું કારણ શું?

અમીર૦ :–માનશો? લોકો તો કહે છે કે એ બહુજ પોચા મનનો છે ને ખાસ કરીને એને ખુદા પર બહુ યકીન નથી.

અજીત૦ :–ઇશ્વર પર એને બહુ શ્રદ્ધા હોય એમતો લાગતું નથી.

અમીર૦ :–ખુદા પર યકીન હોય એવો રાણો અમને જોઇએ છે.

અજીત૦ :– એમ? ના ના કોણે કહ્યું તમને?

અમીર૦ :-અરે! મ્હોટા મ્હોટા સરદારો કહે છે.

અજીત૦ :–કોણ? કોણ?

અમીર૦ :–નામ ના દેવાય.

અજીત૦ :–વારૂ નામ ના દેશે પણ કહો તો ખરા કે એ વાત ચોક્કસ છે?

અમીર૦ :–મે મારી જાતે સાંભળી છે બીજો પૂરાવો શો જોઇએ છે?

અજીત૦ :–ત્યારે તો ખરૂંજ હશે. (સ્વગત) ઇશ્વર પઃશ્રદ્ધાવાળો પુરૂષ મારા સિવાય બીજો કોણ છે?

અમીર૦ :–(અજીતના હાથમાંથી માળા ઝુંટવી લે છે)

અજીત૦ :–અરે! અરે!! મારી માળા ભ્રષ્ટ કરી–રાધાકૃષ્ણ, રાધાકૃષ્ણ

અમીર૦ :–અજીતસિંહ, આપણે પહેલીજવાર મળ્યા છીએ પણ એકબીજાને બરાબર ઓળખીએ છીએ. આ ઢોંગ જવા દો. હું તમને મદદ કરવા આવ્યો છું.

અજીત૦ :–શી રીતે મદદ કરશો?

અમીર૦ :–હું ભીમસિંહને ગાંડો બનાવી દેવા બધાઉં છું પછી તમે તેનો ફાવે તેટલો લાભ લેજો. પણ તેના બદલામાં તમારે મારૂં એક કામ કરવું પડશે

અજીત૦ :–તે તો હોયજ. શું કામ કરવું પડશે બોલો?

અમીર૦ :–કાલે તમારા પક્ષના બધાને એક ઠેકાણે ભેગા કરજો ને હું ને ભીમસિંહ ત્યાં છૂપા વેશે આવીશું, ત્યારે બધા કૃષ્ણાકુમારીનું મરણ માગે છે એમ એના મન પર ઠસાવજો. તમારે ફાવે તે યુક્તિ કરજો.

અજીત૦ :–એવું કે ઇના મરણનું કામ કે–

અમીર૦ :–અજીતસિંહ હું તમને ઓળખતો નથી એમ નહિ. મહારાણાને કાને તમારી એક બે વાત જાય—

અજીત૦ :–ને તમારી આ વાત જાય તો!

અમીર૦:-મારી વાત જશે તો કોઇ માનશે નહિ. તમારા સિવાય કોઇ જાણતું નથી ને તમારી વાત તો એક કરતાં વધુ આદમી જાણે છે.

અજીત૦:-પણ એને મારી નંખાવવાની શી જરૂર છે?

અમીર૦:-હું ક્યાં એક મારી નંખાવવાની વાત કરૂં છુ?

અજીત૦:-ત્યારે એવી વાત એને સંભળાવીને ફાયદો પણ શો?

અમીર૦:-ભીમસિહ એવી વાત સંભળશે તો એના મગજ પર બહુધા અસર થશે ને પછી વારેવારે એવી ધમકી એને મળ્યા કરશે તો એ દિવાનો થઇ જશે ને એ દિવાનો થઇ જશે એટલે તમારૂં કામ સહેલું થઇ જશે.

અજીત૦:-પણ એને ગંડો બનાવવાનુ તમારે શું કારણ?

અમીર૦:-એ કામણુને તમારી સાથે કંઇ પણ નિસબત નથી પણ તમને એમ ફાયદોજ છે. ને હું અલ્લાના કસમ ખાઇને કહું છું કે મારે મ... ગાંઠો જોઇતી નથ. હું તો તરત કામ થઇ રહેશે કે ચાલ્યો જઇશ

અજીત૦:-વારૂ કબુલ ત્યારે. પણ તમે દગોફટકો નહિ કરો તેની શી ખાત્રી?

અમીર૦:-તમારી જોડે દગો કરી મને શો ફાયદો થશે?

અજીત૦:-વારૂ ત્યારે. હું બધી ગોઠવણ કરી મુકીશ. સાંજ પહેલાં તમે અહિં આવી જજો. હુ તમને શી ગોઠવણ કરી છે તે કહીશ

અમીર૦:-ત્યારે હું સાંજ પહેલાં આવી જઇશ

(જાય છે.)

# પ્રવેશ ૮મો.

## સમય–સંધ્યાકાળ.

(કેટલાક રજપુતો ટોળુ વળી મેદાનમાં બેઠા છે ત્યાં છાને વેશે ભીમસિંહ તથા અમીરખાન પ્રવેશ કરે છે.)

અમીરખાન–(ભીમસિંહને) હજી પણ પાછા જવું છે; હજી મારી સલાહ માનો.

ભીમ૦.–એકવાર નિશ્ચય કર્યા પછી પાછા ફરવાનું હું શીખ્યો નથી. એકવાર પ્રવાસ આદર્યા પછી ભલે સૂર્ય પશ્ચિમ સમુદ્રમાં મળી જાય પરંતુ પુર્વ તરફ પાછો ફરતો નથી.

અમીર૦:–ત્યારે હવે આપણે બેસીએ અહિંઆં, અને આ લોકો શી વાત કરે છે તે જાણીએ. (ટોળીના એક રજપુત (અજીત) ને આંખથી ઇશારત કરે છે)

૧લો રજપુત (અજીતસિંહ):–(અમીરખાનની ઇશારતનો આંખથી જવાબ આપીને) ભાઇઆ, મને શા માટે તમે અહિં બોલાવ્યો છે?

૨જો રજપુત–અજીતસિંહ, તમારી સલાહ લેવાને અમારે તમને તસદી આપવી પડી છે.

અજીત૦:–શી બાબતમાં મારી સલાહ જોઇએ છે?

૩જો રજપુત:–સરદાર સાહેબ, તમે જાણો તો છો ને અમારા હાલ કેવા થઇ ગયા છે?

૪થો રજપુત:–હું રજપુત મટીને જૈન થઇ ગયો છું. પાંચ દિવસથી મારે અપવાસ કરવા પડે છે!

૫મો રજપુત:–જો ખાવાનું નહિ મળે તો હું બ્રહ્મચર્ય લઇશ!

૬ઠ્ઠો રજપુતઃ—અજીતસિંહ, અમે રજપુત છીએ. યુદ્ધમાં એકના એક પુત્રને કપાઇ જતો જોઇ પણ શોક વિના આનંદથી જોઇએ; પણ પણ ઘરમાં બાળક ભુખને લીધે ટળવળે તે અમારાથી નથી ખમાતું ! અમારી આંખમાં ઝેર આવે છે—ખુન્નસ ભરાય છે ?

અજીત૦:—શુરા રજપુતો, આટલીવારમાં આકળા થઇ ગયા ?

બધા સામટ :—આટલી વારમાં હજી ઓછું છે ?

અજીત૦:—હા, હજી તો ઘણું દુઃખ પડવાનું બાકી છે

૧લો રજપુતઃ—તેમ અમારા તરફથી રાણાને વિનતી કરો કે દુકાળમાંથી, ભુખમરામાંથી, લુટફાટમાંથી અમને છોડવે.

અજીત૦:—રાણા પોતાનેજ દુઃખમાંથી છોડી શકતા નથી તે તમને શી રીતે છોડવશે ? પોતેજ કેદી હોય તે બીજાને શી રીતે છોડવશે ?

બધા૦:—ત્યારે અમે શું કરીએ ?

અજીત૦:—મૂગે મ્હોડે જે આવે તે ખમ્યા કરો.

બધા૦:—અજીતસિંહ, આ તમારી સલાહ છે ?

અજીત૦:—ત્યારે બીજું હું કરી પણ શું શકું ? કૃષ્ણા-કુમારી છે ત્યાં સુધી મેવાડ સુખી થવાનું નથી.

(ભીમસિંહ ઉભો થઇને બોલવા જાય છે પરંતુ અમીરખાન તેને પકડીને બેસાડી દે છે)

૧લો રજપૂતઃ—એ કુંવરી જન્મી ત્યારે મેવાડમાં કેટલો ઉત્સવ થઇ રહ્યો હતો ?

રજો:—અરે ! હમણાંજ થોડા વખત પર એની સોળમી જન્મ-તિથિ પણ કેટલી ધામધુમથી ઉજવાઇ હતી ?

ઉમે:—તે વેળા કોઇ જાણતું હતું કે એ કુંવરીને લીધે આપણે ભૂખે મરવું પડશે, આપણા સ્ત્રી પુત્રો રવડી જશે ને મેવાડ પાયમાલ થઇ જશે!

અજીત૦:—હા, હું જાણતો હતો. મને રાજજોષીઓએ પહેલેથીજ કહ્યું હતું કે એ છોકરી સોળ વર્ષની થશે ત્યારે મેવાડને પાયમાલ કરી નાંખશે, રજપૂતો ભિખારી થઇ જશે, તેમનાં સ્ત્રી પુત્રો રઝળી મરશે! ને—

બધા૦:—ઓ! ઇશ્વર! ત્યારે શું કરીએ?

૧લો૦:—માનસિંહ સાથે એને પરણાવી દે તો પણ છુટકો થાય.

અજીત:—રાણાને તે ગમતુ નથી: એ નિર્બળ પણ હઠીલો છે ને માનસિંહ સાથે એને પરણાવે તો પણ જગતસિંહ ક્યાં આપણને છોડે એમ છે?

બધા૦:—ત્યારે એકને ખાતર બધાએ દુઃખી થવું?

અજીત૦:—બીજુ શું

૧લો૦:—ઇશ્વર આમાંથી આપણો છુટકો કરે!

૨જો:—એકલિંગજી એ કન્યાને ઉંચકી લે તો સારૂં!

૩જો:—આ પણા બધાને બદલે પ્રભુ એનોજ ભોગ લે!

ભીમ૦:—(અમીરખાંનને) ઉઠ, અહીંથી. મારાથી નહિ બેસાય. આ લોકોને હું મારી બેસીશ (ચાલ્યો જાય છે. અમીરખાન પાછળ જાય છે)

(દ્રશ્ય પરિવર્તન)

(એક વૃદ્ધ વાઘેલો રજપૂત ઓટલે બેઠો હોય છે ત્યાં ભીમસિંહ તથા અમીરખાન આવી પહોંચે છે)

અમીર૦:—(રજપૂતને) અહિં કોઇ ધર્મશાળા છે?

રજપૂતઃ—ધર્મશાળા? અહિં દરેક ઘર ધર્મશાળાજ છે. લોકો આવે છે ને જાય છે. કોઇ કોઇને પૂછતું નથી.

અમીર૦:—(આશ્ચર્ય બતાવી) આપ કહો છો તે હું સમજતો નથી.

રજપૂતઃ—પરદેશી છો?

અમીર૦:—હા.

રજપૂતઃ—શા ભોગ લાગ્યા કે અહિં આવ્યા?

ભીમ૦:—કેમ? આ તો ઉદેપુર છે ને!

રજપૂતઃ—હા, આ ઉદેપુર છે. પણ એ ઉદેપુરા ઉદર પૂરાતા નથી!

ભીમ૦:—એટલે?

રજપૂ૦:—અહિના લોકો પણ ભૂખે મરે છે તો તમે વળી ક્યાંથી આવી પહોંચ્યા!

અમીર૦:—અહિંના લોકની એવી દશા છે?

રજપૂત૦:—અહિં રહેશો એટલે તમને પણ અનુભવ થશે. ક્યાંથી આવો છો?

અમીર૦:—બહુ દૂરથી આવીએ છીએ.

રજપૂત૦:—ત્યારે તો થાક્યા હશો. બીજું તો મારી પાસે કંઇ નથી પરંતુ જળ આપને હું આપું તે પીને લગાર વિશ્રાંતિ લઇને પછી જાઓ (અંદર જાય છે)

અમીર૦:—મહારાજ, ક્યાં રહેવું છે?

ભીમ૦:—(કંઇ પણ બોલ્યા વગર ગાઢ વિચારમાં ઉભો રહે છે)

(રજપૂત પાણીનો લોટો લઇ આવે છે ને ભીમ૦ તથા અમીરખાનને જળ પાઇ ઓટલે બેસાડે છે)

અમીર૦:—આપને વાંધો ન હોય તો અહિંની સ્થિતિથી અમને વાકેફ કરશો ?

રજપૂત૦:—વાંધો તો શો હોય ? પણ એકલા દુ:ખની, નિર્ધનતાની કહાણીથી તમને શો આનંદ થશે ?

ભીમ૦:—આનંદ તો નહિ થાય પણ અમે જાણીશું તો ખરા કે અહિંની સ્થિતિ કેવી છે ?

રજપૂત૦:—ત્યારે સાંભળો. તમે જાણો તો છોજ કેની કે અહિંનો રાણો ભીમસિંહ આઠ વર્ષનો થયો ત્યારે ગાદીએ આવ્યો એની ઉમ્મર ન્હાની હતી એટલે બધો કારભાર એની માતાજ ચલાવતી. આને લીધે એ મ્હોટો થયો તોપણ માનાજ હુકમ પ્રમાણે ચાલવાની એને ટેવ પડી ગઇ. અને નિર્બળ ને પ્રભાવ વગરનો એ બની ગયો તેનો લાભ લઇ સિંધિયાએ અમને લુટયા. હોલ્કરે અમને રંજાડયા અને એ ઓછું હોય તેમ માંહોમાંહે અમારા રજપૂતો લડી લડીને નિર્બળ થઇ ગયા. એટલેથી પત્યું હોત તોયે બહુ પણ—

અમીર૦:—પણ શું ? આથી વિશેષ શું થવાનું હતું ?

રજપૂત૦:—એ રાણાને એક કુંવરી છે. ઘણીજ સુંદર છે. તેનો વિવાહ મારવાડના યુવરાજ સાથે કર્યો હતો ; પણ અમારા દુર્ભાગ્યે એ મરી ગયો. ત્યાર પછી એનો વિવાહ જયપુરના જગતસિંહ સાથે કર્યો પરંતુ મારવાડનો યુવરાજ માનસિંહ લશ્કર લઇને અહીં આવ્યો ને જગતસિંહને હાંકી કાઢયો. હજી પણ એનું લશ્કર અહિંઆજ છે. રાણાને શું કરવું તે સૂજતું નથી. માનસિંહ સાથે એને પરણાવવી નથી. અને એમાં અમારો ખોડો નીકળે છે !

ભીમ૦:—તમે બધા મળીને માનસિંહને હાંકી કાઢોની !

રજપૂત૦:–બોલવું બહુ સહેલું છે, અહિં ઐક્યતા-સંપ નથી, કોઇની લ્હડવાની ઇચ્છા પણ નથી.

ભીમ૦:–તમારા રાણાની કુંવરીને ખાતર પણ?

રજપૂત૦:–એને ખાતર અમે ઓછું નથી ખમ્યું. હજી કેટલું ખમીએ?

ભીમ૦:–રજપૂતો કેસરિયાં કેમ કરતા નથી?

રજપૂત૦:–હવે તે વખત ગયો! ને કોને ખાતર કેસરિયા કરે? કુમારીને માનસિંહ સાથે નથી પરણવું, ને માનસિંહને એની સાથે પરણવું છે તેમાં રજપૂતોને બિચારાનો શો વાંક કે બધા લડાઇમાં જઇને કપાઇ જાય?

ભીમ૦:–તમારી રાજકુંવરીને બળાત્કારે શત્રુ ખેંચી જાય તે તમે રજપૂત લોકો જોઇ રહેશો?

રજપૂત:–અમારી સ્ત્રીઓ ભૂખે મરી ગઇ, અમારાં બાળકોને યમ ખેંચી ગયો તે અમે જોઇ રહ્યા તો રાજકુંવરીને કોઇક રાજકુંવર લઇ જાય તે અમારાથી નહિ જોવાય?

ભીમ૦:–મેવાડના રજપૂત સારૂ મેં તો કંઇક જુદુ જ સાંભળ્યું હતુ!

રજપુત:–પ્રવાસી, તે વેળા મેવાડ જુદું હતુ, ને એ રજપુત પણ જુદાજ હતા. તે વેળા એવા રાણાઓ ન્હોતા કે પોતાની પુત્રીને ખાતર હજારો નિર્દોષ મનુષ્યો કપાઇ જાય તે જોઇ રહે!

ભીમ૦:–ત્યારે?

રજપુત:–શત્રુને હઠાવવાની સત્તા ન હોય તો પુત્રીને દુધ પીતી કરી દે!

ભીમ૦:–(એકાએક આવેગથી) નીચ! તું શું બોલે છે?

અમીર૦:-(ભીમસિંહ સ્હામું અર્થપુર્ણ દ્રષ્ટિ નાંખી) રજપુત સરદાર, આપ મનમાં ન લાવશો, પરંતુ મારા મિત્રનો સ્વભાવ જરા ક્રોધી છે.

રજપુત:-(ભીમસિંહ તરફ કંઇક ભયથી જોઇ) એમને ખમવું નથી પડયું એટલે શું જાણે? એ કુંવરીને ખાતર અમારે ઓછું સહેવું નથી પડયુ!

અમીર૦:-તેમાં કુંવરીનો શો વાંક? તમે એને ખાતર શું કર્યું છે?

રજપુત:-અમે એને ખાતર શું કર્યું છે? (કરડાકીથી મોટાંને) ખાતર નાનાં શું કરે? મરી જાય, ચગદાઇ જાય તો પણ નાનાં મોટાને ખાતર કંઇ પણ કરી શકે એમ કેમ મનાય?

અમીર૦:-ત્યારે આનો ઉપાય શો છે?

રજપુત૦:-ઉપાય તો ઇશ્વર કરે તે. એના અનેક નિર્દોષ બાળકો રેંસાઇ જાય છે તેને બદલે—

અમીર૦:-તેને બદલે શું?

રજપુત:-આખા મેવાડને પ્રજાળે એવી ચીનગારીને જ હોલવી નાખે! જેનું જીવન હજારોનું મરણ બન્યું છે તે જીવન પુરું કરે જેના હાસ્યને અખંડિત રાખવા મેવાડના ખુણેખુણામાં કલ્પાંતના કરૂણ સૂરો વ્યાપી ગયા છે તેને જયાં હાસ્ય, રૂદનની જરૂરજ નથી એવા સ્થાને મોકલી દે!

ભીમ૦:-(ચાલવા માંડે છે)

અમીર૦:-સરદાર આપનો ઘણો ઉપકાર થયો. હવેઅમે જઇશું.

રજપુત:-ચાલો હું પણ હવે જઇશ. (ઘરમાં જાય છે)

ભીમ૦:-થોડેક દુર જઇ એક થાંભલાનો ટેકો લઇઉભા રહે છે.

અમીર૦:—મહારાજ, બીજું કાંઇ સાંભળવાનું બાકી છે?

ભીમ૦:—(સાંભળ્યા વગરજ) કૃષ્ણા! કૃષ્ણા!!

અમીર૦:—મહારાજ,

ભીમ૦:—તારે માટે પ્રજા મરી ફીટતી હતી! તને રાજી રાખવાને કેટલા મનુષ્યો તળે ઉપર થઇ જતાં! આજે? ઓ ઇશ્વર! આજે પ્રજા તારૂં —મેવાડ આટલું બાયલુ બની ગયું?

(માથે હાથ દઇ ગાઢ શોકથી ઉભો રહે છે)

અમીર૦:—મહારાજ!

ભીમ૦:—(ઉન્મત્ત પેઠે અમીરસિંહનો ટોટો પકડી]) અધમ તારૂં કારસ્થાન છે.

અમીર૦:—મહારાજ મહારાજ મેં તો ના કહી હતી. તમે આમ—

ભીમ૦:—(છોડી દઇ) જા અહીંથી ચાલ્યો જા! હું કંઇક કરી બેસીશ!

(અમીરસિંહ મૂંગે મહોડે ચાલ્યો જાય છે. ભીમસિંહ ગાંડા જેવો ઉભો રહે છે પડદો પડે છે)



# અંક બીજો.

## પ્રવેશ પહેલો

સ્થળ:-સ્યુચકુર કલબ

પાત્રો:—(સીન ઉપડતાં બધા મેમ્બરો ભરાવા માંડે છે. પાછળથી શીવજી, નવાબ, પ્રમીલા વીગેરે આવે છે.)

૧ લો મેમ્બર:-સ્હાડા આઠના સ્હાડા અગિયાર થવા આવ્યા પણ આપણા માનવંતા મેમ્બરો હજી કેમ ન પધાર્યા!

શાવકશા:-મી. મ્હેતા, એ તો આપણી Indian Punctuality એમાં અજાણ્યાની કાણી પૂછાય શું? મારા કોઇ બી લેકચરમાં લોકો કદી બી બરાબર વખતે આવિયાજ નથી.

૨ જો મેમ્બર:-પણ મી. શાવકશા આજનો પ્રમુખ કોણ છે?

શા૦:-તમે બી શું મી. હજી અંધારામાંજ સબડિયા કરોચ? કાંય નથી જાણુતા આપણા જાણીતા નવાબ પાનપટ્ટીખાન એલચી-ખાન etc આજના chairman છે?

૩ જો મેમ્બર:-તમારા ભાષણનો વિષય શું છે?

શા૦:-Science and woman-યાને ઓરત અને તમે Science ને શું કહેવાય?

૧ લો મેમ્બર:-વિજ્ઞાન

શા૦:-એ જડબાતોર word આપણાથી તો નહિ બોલાય જો! આપણે તો સાયન્સજ બોલીશું.

૩ જો મેમ્બર:–લો, આ શિવજી સેવગાંઠિયો આવી પ્હોંચ્યો.

શીવજી૦ :–(પ્રવેશીને) અરેરે જમાનો કેવો પલટાઇ ગયો? હ્યો મારો નામીચો શેઠ નવાબ પણ આવી પહોંચ્યોને શું ?

નવાબ૦:–હે વિચિત્ર વ્યક્તિઓ અને આકર્ષક આકૃતિઓ આજે આપણે પરલોકમાંથી આ લોકમાં શા માટે ઉતરી આવ્યા છીએ તેનો હેતુ આ સભામાં નિવેદન કરો અને ત્યાર પછીજ આજનું કામકાજ આદરો.

માનવંતા ખાનદાનના સદ્ગૃહસ્થ આવેલ છે;
તો કહી દો કોનો ફર્યો આજે નસીબનો ખેલ છે.

શીવજી:–તેનું નિવેદન કરવા આ તમારો દાસાનુદાસ હાજર છે.

વાંઢા અને નવરા બધા અહીં થાતા સાક્ષાત છે;
ગપ્પાં ગમે તે ઠોકતાં એ અનુભવની વાત છે.

નવાબ૦ :–દગડુ, ડહાપણ અતિશય ડહોળવું, આશય અહીં રાખેલછે;
માન ખોટું પામવું એ પણ નસીબનો ખેલ છે.

વારૂં પણ ભાઇઓ અને અદ્રશ્ય રૂપે હાજર રહેલી બાનુઓ અરે પણ આજેજ આ કલબમાં દાખલ થયેલી મીસ પ્રમીલા કેમ દેખાતી નથી ?

શીવજી:–સાહેબ, એ મારી બાપરી અરે બેટી મીસ કમીલાતો કેની ઘેર બેઠી બેઠી પટીયાં પાડે છે. (વાંમમાં જોઇને) અરે હ્યો.

નામ દેતાં ઠામ પર હાજર થનારી જાત છે;
(સ્વગત) એવો નમુનો હાથ લાગે એ અનુભવની વાત છે.

પધારો પધારો ઓ નાજુક નાર ઉભાં રહો તમારો આદર સત્કાર કરવા આવે છે આ તમારો ભવિષ્યનો ભરથાર.

નવાબ૦:—ઉગડુ, દુર થા દુર. એ આર્ય લલનાનો સત્કાર કરવા આ સેવક પોતેજ હાજર થવાના છે. કારણ તારા જેવા એક મુફલીસ માણુસ કરતાં મારા જેવો એક મહાન માણસ સામો લેવા જાય. તેથી તેનું મન રાજી થાય સમજ્યો.

ખહરીને રાજી રાજી રાખવી સ્હેલું નથી મુશ્કેલ છે;
છટકી ગઇ જો નાર, તો પુરો નસીબનો ખેર છે.

( આગળ જઇ પ્રમીલાને રીસીવ કરી લાવે છે ને માનથી બેસાડે છે. ) માનવંતા મહાજનો આને ખાનદાનના સફરજનો ચાલો હવે સભાનું ગાડુ આગળ ચલાવો.

શીવજી:—અરે પણ કોઇને પ્રેસીડન્ટ તો બનાવો.

નવાબ:—મને કોઇએ પ્રેસીડન્ટ બનાવવાની જરૂર નથી. હુ મારે હાથેજ પ્રેસીડન્ટ બની જાઉ છું. અને આ મીસ પ્રમીલાની બાજુનીજ ચેરમા ગોઠવાઇ જાઉં છુ. (બેસે છે.)

મહેરબાનો હું પ્રેસીડન્ટ થયો અને તમે મારા માનપાનમાં તાળીની ગર્જના પણ નહિ કરીને ઠીકજ થયુ. હવે હું મારે હાથેજ એ માનપાન મેળવી લઉં છું. બોલો નવાબ પાનપટ્ટી ખાનકી જય.

બધા:—નવાબ પાનપટ્ટી ખાનકી જય.

નવાબ :—મારી ભવિષ્યની આશારૂપી બેગમપાનપટ્ટી ખાનકી જય.

બધ :—બેગમ પાનપટ્ટીખાનકી જય

શીવજી:—શીવજી શેવગાંઠીઆકી જય.

બધા:—શેવગાંઠીઆકી જય.

નવાબ:—બસ હવે સભાનું કામકાજ ટુંકામા પતાવી સભા બરખાસ્ત કરો. કારણ મારે મીસ પ્રમીલા સાથે થીએટરમાં વિષપાનનો નાટક જોવા જવું છે.

શાવકશાઃ–મી. ચેરમેન, એક બાનુ, અને બીજા ગૃહસ્થો!

મારા આજના લેકચરનો સબજેક્ટ 'ઓરત અને–અનેસાયન્સ' છે. પન તમે મને પૂછશો કે એવો સબજેક્ટ બાનુઓ આગળજ કાંય નહિ બોલતા? અમારા માટીડા આગળ એનું શું કામ છે? પન લેડી એન્ડ જેન્ટલમેન, હું અનુભવ પરથી કહેવુંચ કે બૈરાંની વાતમાં માટીડા જેટલી બીજા કોઇને બી મઝા આવતી નથી. ને તેમજ માટીડાની વાત બૈરાંને બી બહુજ ગમેચ! એટલે હું તો માટીડા આગળ બૈરાંનીજ વાત કરૂંચ ને બૈરાં આગળ માટીડાનીજ વાત કરૂંચ. તેથી બધા મને ખુશ થઇને સ ભળેચ.

આટલા ઇન્ત્રોડકશન પછી હું આપણા વિષય પર આવુંચ. હું વધારે ટાઇમ નહિ લેવસ. હું તો સાયન્સે બાનુઓ પર કેટલા ઉપકાર કરિયાચ તેજ તરફ તમારૂં ધ્યાન ખેંચશ. બ્યુટી એ બાનુનુ જવાહીર છે. હવે તમે જોઇ શકશો કે બ્યુટી એકલી કુદરતી રીતેજ નથી આવતી ને કદાચ આવેચ તો તે પાછી કુદરતી રીતેજ જતી રહેચ તેથી બાહેરની મદદથી બ્યુટી ક્રીયેટ કરવામાં–યાને ખુબસુરતી ખીલા બનાવવામાં સાયન્સ મોટો ફાળો આપેચ.

બાનુઓ! તમારા દાંત પરી ગીયાચ?

એક અવાજ :–અહિં એકજ બાનું છે ને તેના દાંત આખા છે!

શાવકશાઃ–નહિ નહિ સમજો બરાબર. હું તો અહિ નહિ દેખાતી પન મારી નજર આગળ હંમેશ હાજર રહેતી બાનુઓને એડરેસ કરીને કહેવુંચ.

બાનુઓ! તમારા દાંત બધાજ પરી ગીઆચ? આમ (બોખાનો ચાળો પાડી) બોખાની કાણી તમારી ચાવવું પરેચ? તમે હસોચ તારે અગલીહેલ જેવા લાગોચ? મન ફીકર નહિ. મારા ફ્રેન્ડ મી.

તારીવાલાને ત્યાં જાવે ટો તમને દાંતનું એક સગ્સ ચોકઠું મુકી આપશે. ને તમારા દાંત પ્હેલાં બી ન્હોતા એવા ઉજળા સફેદ ચની જેવા થઇ જશે. ને પછી તમે માટીડાને જોશો ત્યારે હસ્યાંજ કરશો. તમારા બાલ ખરી ગીઆચ? તમારી ટાલકી બિલિયર્ડના બોલ જેવી દેખાયચ? કંઇ નહિ ગભરાતા નહિ. બજારમાં જઇને સરસવિમ ખરીદી લાવો ને તમારા બાલ જોઇને માટીડાઓ ગાંડા ગાંડા થઇ જશે? તમારો એક ડોળો ફુટી ગીઓચ! કોઇ જવાન તમારી સામ્મુ બી નહિ જોતા? પન કંઈ નહિ. ગભરાવોચ કાંય! જાઓ ડૉક્ટર દલાલને ત્યાં ને એક કાચનો ડોળો મુકાવી આવો કે તમારા દિવસ ફરી ગીયા. બાનુઓ! તમને લખતા નહિ આવરતું હોય તો ટાઇપ રાઇટર છે, ગાતાં નહિ આવરતું હોય તો ફોનોગ્રાફ છે, રાંધતાં નહિ આવરતું હોય તો કુકર છે. તમે કાળા હો તો પાઉડર લગારો તમારા હોઠ ફીકાફચ હોય તો કલર કરો, તમારા બાલ સફેદ ચુના જેવા થઇ ગીયા હોય તો કલર લગારો, તમારા ગાલમાં ગજગજના ખાડા પરેલા હોય તો લાપી પૂરો ને તમારા લવરના કલેજા ઉથલાવી નાંખો! તમારી બધી બ્યુટી જતી રહી હોશે, તો સેકન્ડહેન્ડ તુટી ફુટી સાઇકલની માફક જેમ સાઇકિલસ્ટ રંગી નાખીને પોલીશ કરી નવી જેવી બનાવી દેય તે મિસ્તલ તમોને સાયન્સ પન ફર્સ્ટ ક્લાસ બનાવી દેશે!

છેવટે એક શોધ બાનુઓની બાબતમાં હજી નથી થઇ. બુઢ્ઢા બુઢ્ઢાઓ સાયન્સની મદદથી ફરીથી નૌજવાન બનાવવામાં આવેચ. તેમ માયજીઓને ડોસાંઓને બી જવાન બનાવવાની શોધ નજદીકના ભવિષ્યમાં થાય એટલી આશા બતાવી હું મારી જગ્યા લેવશ.

(બેસી જાય છે.)

નવાબઃ—મારે હવે કાંઇજ બોલવું જોઇએ નહિ. સ્ત્રી જાતપર એકલા સાયન્સજ ઉપકાર કરતું નથી. મરદો ખાસ કરીને મારા જેવા મરદોએ પણ બહુ ઉપકાર કર્યા છે તે જણાવી, પ્રમિલા ને મારા તરફથી આજના વિદ્વાન વક્તાનો, તેમજ પ્રમિલાને સભા તરફથી મારો અને મારી અને તમારી તરફથી પ્રમિલાનો ઉપકાર માની હું બોલતો બંધ થાઉં છું. ચાલો ભાઇઓ, હવે કંઇ બાકી છે?

શીવજીઃ—હા. આ મીસ પ્રમીલાએ કાંઇ બોલવું જોઇએ. ભાષણ પ્રમીલા નહિ કરે તો હૃદયમાં ઉત્પાત છે. બહારી કરે ભાષણ અરે એ અનુભવની વાત છે.

નવાબઃ—મીસ પ્રમીલા આપના કોયલ જેવા કોમળ સુરથી હમારા મન રંજન કરો.

પ્રમીલાઃ—નવાબ સાહેબ, પાનપટ્ટીખાન અને આ રફુચક્કર ક્લબના સભાસદો મને બોલવાની અત્યંત ઉત્કંઠા છે પરંતુ લાચાર છું કે ફેઇલ થતી તબીયતને લીધે અત્યારે બોલી શકાતું નથી. એટલે મારા મનની મુબારકબાદી આ આંખના ઇસારાથી પ્રદર્શીત કરી હું બેસી જવાની છુટ લઉં છું.

નવાબઃ—હા, હા.

છુટ છે તમને બધી તબીયત થતી તમ ફેઇલ છે
ટ્રીટમેન્ટ હવે કરવી તમારી એ નસીબનો ખેલ છે.

બસ સભા બરખાસ્ત કરવામાં આવે છે.

શીવજીઃ—અને સહુને રસ્તે પડવાની આજ્ઞા ફરમાવવામાં આવે છે.

નવાબઃ—નવાબ પાનપટ્ટી ખાનકી જય.

બધાઃ—નવાબ પાનપટ્ટી ખાનકી જય.

શીવજીઃ—શીવજી શેઠ ગાંઠીઆકી જય.

બધા:—શીવગાંઠીઆકી જય.

નવાબ:—સબુર, પહેલાં કહો કે મીસ પ્રમીલા દેવીકી જય.

બધા:—મીસ પ્રમીલા દેવીકી જય. (બધા જાય છે)

નવાબ:—મીસ પ્રમીલા, હવે તમારી તબીયતની ટેમ્પરેચર કેમ છે?

પ્રમીલ:—છે તેમ છે. મને એક ડોઝનીજ જરૂર છે.

નવાબ:—તે આણી આપવાને સેવક મગરૂર છે.

(નવાબ જાય છે.)

શીવજી:—(સ્વગત) ચાલો બાપ એની મેળેજ ગયું. હવે દવા લઇને એ પાછો આવે એટલામાં આપણે દાવ અજમાવી લઇએ. અને નસીબનો ખેલ કરતાં અનુભવમાં ફાવી જઇએ.

(પ્રકાશ) મીસ પ્રમીલા.

પ્રમીલા:—કોણ દગડું! બોલ શું છે.

શીવજી:—અનુભવની વાત છે.

પ્રમીલા:—પણ જણાવતો ખરો.

શીવજી:—તો સાંભળો! આ દોહરો.

હે મન હરણી નાર અણીયાળી તુજ આંખડી;
જોઇ વાગ્યા બાર આ ભડકી ભુર રાતો થયો.
કચન વરણી કામ જીગરમાં ખુંચી ગઇ;
પગે પડું છું માય અરજ કરૂં છું આટલી.

પ્રમીલા:—શરમ છે દગડું, કયાં એક નોકર અને કયાં હું તારી શેઠાણી. કયાં મધુરૂં શરબત અને કયાં ગટરનુ પાણી.

શીવજી:—એ બાઇ સાહેબ, શેઠાણી થાવ તારે ખરાં, પરંતુ ધ્યાન રાખી સાંભળી લ્યો. કે હું કાઇ મ્વાલી મવાલી નથી. પણ ખાનદાનનું ફરજંદ છું. અને મુળમાં તો એક મોટો વેપારી છું.

પ્રમીલાઃ--તો પછી આમ ઘાટી તરીકે શા માટે નોકરી રહ્યો છે
શીવજીઃ--શું કરૂં બાઇ.

સંજોગ કફોડા આવતાં આ હૃદયમાં આઘાત છે.
પણ મૂળમાં છું ખાનદાન એ અનુભવની વાત છે.

પ્રમીલાઃ-બસ ગમે તે હો પરંતુ મેં તો નવાબ પાનપટ્ટીખાન સાથેજ પરણવાનો નિશ્ચય કીધો છે. કારણ મારા ભાઇને પરણાવી આપવાનો એણે કોલ દાધો છે.

(નવાબ પ્રવેશે છે ને બંન્નેને વાત કરતાં જોઈ છુપાય છે)

શીવજીઃ-એ બાઇ સાહેબ, એ બધી નવાબ સાહેબની બના-વેટી ભાત છે. એના ઉત્રર વિશ્વાસ રાખવો એ બીન અનુભવની વાત છે.

નવાબઃ-(સ્વગત) લો સાંભળો ભાઇઓ.

જાત નોકરની છતાં પણ ઇશ્કથી ભરેલ છે.
નોકર મળ્યો વીફરેલ એ પણ નસીબનો ખેલછે.

પ્રમીલઃ-ત્યારે શું તમે મને મારા ભાઇનું ચોકઠું ગોઠવી આપવાનું વચન આપો છો?

શીવજીઃ-બાપદાદાના બોલથી.

બંધાઉં છું આજે તમારા ભાઇને પરણાવવા
ને તેમ કરીને દીલ તમારૂં જીતવાને ફાવવા.
પ્રસંગથી ખાત્રી થશે શીવજી મહા ઉદાત્ત છે;
જીંદગી સુધરી જશે એ અનુભવની વાત છે.

નવાબઃ-(સ્વગત) મારો દીકરો મારાજ ઘરમાં રહીને મારૂંજ નખ્ખોદ કાઢવા તૈયાર થયો પણ ફીકર નહિં હમણાંજ એને મજા ચખાડું છું. વ જો. (પ્રકાશ) દગડુ, દગડું. જા આજે તને તારી નોકરી-

માંથી બરતરફ કરી પાણીચુ નાળીએર પકડાવવામાં આવે છે. સમજ્યો માટે હવે,

/ પગ દીધા મુજ ઘર મહીં તો વાત બહુ વંઠેલ છે
સમજી જજે કે તો પછી પુરો નસીબનો ખેલ છે.

શીવજી:—પણ સાહેબ મારી કંઇ કસુર.

નવાબ:—ક્યો. એક તો વળી શેઠનું બુલબુલ ઉઠાવી જવાની તજવીજ કરવી અને વળી ઉપરથી પૂછવું કે મારી કંઇ કસુર બેવકુફ, જા બસ.

ટકટક વધુ ના કર કારણ મગજ આ ગયેલ છે,
આજથી વીફરી ગયો તારા નસીબનો ખેલ છે.

શીવજી:—તો શેઠજી તમે પણ યાદ રાખજો કે.

હાથે કરી વહોરી લીધેલો આજે આ ઉત્પાત છે,
અંજામ બુરો આવશે એ અનુભવની વાત છે.

(જાય છે.)

પ્રમીલા:—શાંત પડો નવાબજી.

નવાબ નહિં નહિં બસ.

પ્રમીલા:—હવે બસ થયું.

નવાબ:— હાયરે.

લાચારણુ ગુસ્સો સમાવવા તું અહી આવેલ છે,
તારી શરમને કાજ બચ્યો એ એના નસીબનો ખેલ છે.

હાં. પણ વ્હાલી પ્રમીલા તું મને વફાદાર છે ને?

પ્રમીલા:—જરૂર.

નવાબ:—તો બધી દુનીઆ જખ મારે છે ત્યારે તો શરમાળ બાળા તુંજ મારી પ્યારી થશે.

(ગાયન ૧૧ મું)

## અંક ૨ જો.

## પ્રવેશ ૨ જો.

સ્થળ :—ઉપવન.

( સંગ્રામસિંહ પ્રવેશ કરે છે. )

ગાયન ૧૭ મું.

સંગ્રામસિંહ :–( કરમાએલું ફુલ કાઢી ) કુસુમ ! મારી આશાની પેઠે તારી પાંખડીઓ ચીમળાઇ ગઇ છે, તું કરમાઇ ગયું છે; પરંતુ લુટાએલાનાં અવશિષ્ટ ધન પેઠે, પ્રેમીની સ્વપ્ન સ્મૃતિ માફક હું તારૂં રક્ષણ કરીશ. મૃત્યુ સુધી હું તને જાળવી રાખીશ. તારી કરમાએલી પાંખડી પાંખડીએ મારાં અફળ સ્વપ્નાઓ કોતરાયાં છે. તારા અણુએ અણુમાં પ્રણયના સ્મૃતિઓ જડાઇ છે. કૃષ્ણા ! હુ તારો પ્રેમ કદિ પણ મેળવી નહિ શકુ. તુ કયાં હું ક્યાં? પતંગિયુ બહુ તો દીપકમાં બળી મરે પણ રવિની જ્યોતિ પાસે એનાથી પ્હોંચાયજ શી રીતે? ભલે, તારા નયનનાં અમી મારા હૃદયના મરૂભૂમિને ન પલાળે, પણ એક દિવસ–હા! કોઇક દિવસ તો એવો આવશેજ જ્યારે મારા મુડદા પાસે બેસી તું જાણશે કે તારે ખાતર મરવાને મારેજ એક હૃદય જીવ્યું હતુ ત્યારે મારે માટે પ્રેમ નહિ તો કરૂણા પણ તને થશેજ ! કંઇ નહિ

તો આંસુનું એક બિંદુ પણ—જીવતાં નહિ તો મૃત્યુ પછી પણ—હું તારા તરફથી પામીશ. બસ બીજું મારે શું જોઇએ? એના આંસુનું એક બિંદુ! એ અમૂલ્ય ધન મેળવવા માટે કરોડો જીંદગીની તપશ્ચર્યા ઓછી છે! મૃત્યુને આ કાંઠે નહિ તો પેલે કાંઠે આવજે! હું ત્યાં તારી વાટ જોઇશ. આ જન્મારે તો તારો વિયોગ—પણ જેનો લાભજ નથી થયો તેની ખોટ ક્યાંથી હોય? યોગ વિના વિયોગ કેવો? વસ્તુજ ન હોય તેના પડછાયા કેવા? પણ આ વસ્તુ વિનાના પડછાયામાંજ જીવન આખું સમાયું છે.

ગાતી ગાતી

( કૃષ્ણાકુમારી પ્રવેશ કરે છે )

ગાયન ૧૩ મું.

કૃષ્ણાકુમારી :—કોણ? સંગ્રામસિંહ? શેના વિચાર કરો છો?

સં૦ :—રાજકુંવરી, તમારા.

કૃષ્ણા૦:—મારા? મારા શા વિચાર કરતા હતા?

સં૦:—અત્યારે સર્વ તમારા વિચાર કરે છે.

કૃષ્ણા :—કેમ?

સં૦:—રાજકુમારી, અત્યારે મેવાડના રજપુતો બીજો શેનો વિચાર કરી શકે? તમારૂં ને મેવાડનું રક્ષણ શી રીતે કરવું એજ અમારી ચિંતાનો વિષય છે.

કૃષ્ણા૦:—ચિંતા કરવાનું ઇશ્વરને સોંપો.

સં૦:—એ સોંપ્યું સોંપાય એમ નથી. ઇશ્વરને સર્વની ચિંતા છે. પરંતુ તેથી કંઇ એક મનુષ્યને બીજા મનુષ્યની ચિંતા થતી નથી?

કૃષ્ણા૦:—ચિંતા કરીને પણ કરશો શું? જેનો ઉપાય ન હોય તેની ચિતા કર્યાથી શો ફાયદો?

સં૦:—જેનો ઉપાય ન હોય તેનીજ ચિતા સહુથી વિશેષ થાય છે.

કૃષ્ણા૦:—મેવાડમાં એટલું સૈન્ય પણ નથી કે પરદેશથી તેનું રક્ષણ કરી શકે?

સં૦:—સૈન્ય? સૈન્ય નથી? પરંતુ સૈન્ય હોય તો પણ સરદારો કયાં છે? મેવાડના સરદાર તો પરસ્પર ઇર્ષ્યા ને દ્વેષ કરવામાં, કાવતરાં ઘડવામાં, દગાબાજીની જાળ ગુંથવામાં એકતાન થઇ ગયા છે. મેવાડ પર ચ્હડી આવેલા શત્રુઓને તેમની આંખ જોઇ શકતી નથી, શત્રુનો અવાજ તેમના કાનને સંભળાતો નથી, રજપૂતનું રૂધિર તેમના હૃદયને હલાવી શકતું નથી!

કૃષ્ણા૦:—ત્યારે શું કરશો?

સંગ્રામ૦:—કોઇ નહિ આવે તો હું એકલો કેસરિયાં કરીશ. મારૂં માથું અહિં તમારે મેવાડને ચરણે મુકી જઇશ. મારૂં ધડ ઝુઝશે. માનસિંહને પાછો કાઢશે ને તમને ને મેવાડને ભયમુકત કરશે. એકલો હોઇશ તો પણ શત્રુને મેવાડની સીમમાંથી દુર કરીશ ત્યારેજ જપીશ.

કૃષ્ણા૦:—સંગ્રામસિંહ, અતિ સાહસ ખેડવાથી શો લાભ?

સંગ્રામ૦:—સાહસ તો સાહસ! પણ હવે મારાથી રહેવાતું નથી. રણમેદાનમાં જઇશ ને મૃત્યુ પામીશ. મારે જીવવું નથી.

કૃષ્ણા૦ :–જીવવું નથી ? જીંદગીથી કંટાળી ગયા ? હજી તો તમે યુવાન છો.

સં૦ :–કેટલાક યુવાનો પણ જીંદગીથી કંટાળી ગએલા હોય છે.

કૃષ્ણા૦ :–એવું તો કોઇ પણ દુ:ખ તમારે માથે આવ્યું હોય એમ લાગતું નથી.

સં૦ :–કોઇ બીજાનાં દુ:ખ શું જાણે ?

કૃષ્ણા૦ :–તમે દુ:ખી છો ? તમારા વદન પર વિષાદની છાયા સરખી પણ દેખાતી નથી.

સં૦ :–ના, ના મને કંઇ દુ:ખ નથી. પરંતુ રાજકુમારી માત્ર બ્હારના દેખાવ પરથી કોઇનાં દુ:ખ આપણે ના જાણી શકીએ. બ્હારથી પર્વત શાંત લાગે, એના પર તરૂગુચ્છો ઉગ્યાં હોય પરંતુ એનાંજ ઉદરમાં જ્વાળામુખીનો ભયંકર લાવા પ્રજળી રહ્યો હશે તે કોણ જાણે ? બ્હારથી શીતળ લાગતા સમુદ્રનું હૈયું વડવાનળની લ્હાયથી નિરંતર બળતું હશે તે કોણ જાણે છે ? આ આપણીજ પૃથ્વી જુઓ. કેવી શાંત દેખાય છે ! પરંતુ કોઇ મહાનલ એના ઉરને સેકી નાખતો હશે તે કેટલા જાણે છે ?

કૃષ્ણા૦ :–(આશ્ચર્યથી સંગ્રામ સ્હામું જોઇ) તમને કંઇ ગુપ્ત દુ:ખ હોય એમ લાગે છે.

સં૦ :–(સ્વગત) હા ! નયન ! વીંધ–વાધ હૃદયને વીંધી નાખ કે આ ચરણો આગળ હું મુડદું થઇને પડું !

કૃષ્ણા૦ :–સંગ્રામસિંહ, આજ તમે બહુ ઉદાસ થઇ ગયાહો એમ લાગે છે.

સં૦ :–ઉદાસ તો રાજકુમારી હૃદયનિરાશ થઇ જાય ત્યારે કોણ ન થાય ? પરંતુ મેવાડની દશા જોઇ હું બળી જાઉં છું. મેવા-

ડને ખાતર મરવાને જન્મભુમિના હિતને ખાતર રણયજ્ઞમાં આહુતિ આપવાને રજપૂતો મરી ફીટતા પણ આજે દેશનું ગારવ જાય છે, પ્રજાં રહેસાઇ જાય છે, તો પણ કોઈ ક્ષત્રિય યુદ્ધમાં જવાને તૈયાર થતો નથી! પ્રિય વસ્તુને ખાતર પ્રાણ દેવાની ઉત્કંઠા જતી રહી હોય એમ લાગે છે.

કૃષ્ણા૦ :–બીજાને ખાતર મરવાનું કોને મન થાય?

સ૦ :–શુદ્ધ રજપુત હોય તેને થાય, સાચો પ્રેમી હોય તેને થાય ખરો દેશહિતૈષી હોય તેને થાય. બીજાના કલ્યાણને ખાતર જન્મભુમિના મંગળને માટે જગતની શાંતિને અર્થે જીવ દેવો એજ ખરેખરા કલ્યાણનો માર્ગ છે એજ શાશ્વત સુખનો પંથ છે તે રજપુતો વીસરી ગયા હોય એમ લાગે છે એમ થાય છે કે અહિંથી કોઇ દુર દેશ ચાલ્યો જાઉં. મેવાડીઓનું મ્હોડું ન જોઉં?

કૃષ્ણા૦:–તમે ચાલ્યા જાઓ! તમે જાઓ તો––

સ૦.–તો? તો શું? તો કોઇને આઘાત નહિ થાય. કોઇને ચિંતા પણ નહિ થાય કે હું ક્યાં ગયો ? આકાશમંડળમાંથી સૂર્ય જતો રહે તો જગત્ તિમિરમય થઇ જાય, ચન્દ્ર જતો રહે તો રજની આંધળી થઇ જાય, પરંતુ ધુમકેતુ જતો રહે તો શુ થાય? કોઇને કંઇ ન થાય. સૂર્ય પાછળ પૃથ્વી ખેંચાય છે, ચન્દ્ર પાછળ રજની ગાંડી થાય છે પરંતુ ધુમકેતુના આકર્ષણ કોને લાગે?–

## ગાયન ૧૪ મું

કૃષ્ણા.–પિતાને તમારે માટે કેટલું માન છે તે નથી જાણતા તેમજ તમે આમ બોલો છો

સં૦:-રાજકુંવરી, મારૂં મગજ આજે ઠેકાણે નથી. મારાથી અમે તે બોલાયું હોય તો માફ કરજો—પણ હું રાત થવા આવી હવે હું જાઉં છું.

કૃષ્ણા:-હું પણ આવું છું.

( બન્ને જાય છે. પાછળથી અમીરખાન પ્રવેશ કરે છે )

અમીરખાન:-(આઘેથી કૃષ્ણા૦ તથા સંગ્રામ૦ને જતાં જોઇ) ચઇ રહી? મહોબ્બતની ગુફતગુ પૂરી થઇ? લયલા મજનૂનો ખેલ પૂરો થયો? પણ યાદ રાખજે મજનૂ તારેજ હાથે તારી લયલાની જીંદગીનો ખેલ હું ખત્મ ન કરાવું તો! મારો શિકાર તું લઇ જશે? આફતાબને ઠેકાણે આસમાનમાં આગીઓ ચમકશે? ભીમસિંહને મેં અર્ધો દિવાનો તો બનાવી મૂકયો છે. હવે પૂરો દિવાનો બનાવું ફુંક મારીને એના જીગરમાં ચીનગારી મૂકી છે, તેમાંથી આગ સળગાવું: ને એ આગમાં લયલા ને મજનૂ બન્નેને ખાખ બનાવી દઉં! રજપૂતાઇના ગુમાનમાં એણે મારૂં અપમાન કર્યું—મારા પર લ્યાનત વર્ષાવી. પણ રજપૂતાઇ! તારા ગુમાનનો દરિયો હશે તો હું આફતાબ બનીને તેનું ટીપે ટીપું ચુસી લઇશ! શયતાન! દોજખના ઠંડા ગારમાંથી બ્હાર નીકળ ને ફના કરી દે આ ગુમાની મેવાડને! પાયમાલ કરીશ. પૂરા કરીશ, પીસી નાખીશ આખી રજપૂત કોમને! નહિ અટકું આસમાનના તારે તારા લડશે, દરિયાનું ટીપેટીપું ના કહેશે, પહાડના પત્થરે પત્થર કગરશે પણ અટકીશ નહિ! ખુદા આવીને મારી કદમબોસી કરશે તો પણ કીનો લઇશ.

મારો તિરસ્કાર કરીને કૃષ્ણા, તું સંગ્રામ સાથે ઇશ્કના ખેલ ખેલે છે. પણ કંઇ નહિ તારા પેદરના કાનમાં મેં ઝેર રેડયું છે. એ પેચા મનનો છે. ધીરે ધીરે એને પૂરો દિવાનો બનાવવો એ બહુ

જાપરૂ નથી. પ્રજા પર એ પ્હેલાં તો બહુ ખફા થયો પણ હવે એને લાગે છે કે પ્રજાએ પણ બહુ સહન કર્યું પ્રજાને પણ ઉગારવી જોઇએ. તેને માટે કયો રસ્તો છે ? હજી મેં ચોકખું કહ્યું નથી, પણ એના દિલમાં કીડો મૂક્યો છે તે ધીરે ધીરે એને ફોલી ખાશે. પછી દિલ વગરના રાણા પાસે અમીરખાન ચ્હાશે તે કરાવી શકશે. જાઉં રાણાને મળું. જોઇએ; રઇતની ખાહેશ સંભળાવ્યા પછી મે એને વાત કરી હતી તેનો એના પર શી અસર થઇ છે ?

જાય છે.

## પ્રવેશ ૩જો

### સ્થળઃ–રાજમહેલ આગળનો બગીચો.

સમય સંધ્યાકાળ

ભીમસિંહઃ–(પરિક્રમણ કરતો) જગત આખું શાંત થઇ ગયું હોય એમ લાગે છે; પ્રકૃતિ પણ જાણે નિદ્રાને ખોળે લપાઇ જતી હોય એમ દેખાય છે; વૃક્ષ પર પર્ણ સરખું પણ હાલતું નથી. આકાશનાં પણ કેટલી શાંતિથી સંધ્યાના રંગો ચમકી રહ્યા છે. શાંતિના આ નિર્જન સામ્રાજ્યમાં કેવળ મારૂં હૃદયજ અશાંત છે. મધ્યાહ્નની ઝાળમાં તપી ઉઠેલું જગત અત્યારે કેટલું શાંત લાગે છે ! એક મારા હૃદયની ઝાળ શમતી નથી. કોઇ સ્થળે નહિ પ્રજળે એવો હુતાશન, કોઇ વનમાં નહિ પ્રકટેલો એવો દાવાનળ, કોઇ ચિંતામાં નહિ સળગેલો એવો દાહ મારા હૈયામાં ઉઠી રહ્યો છે ! નજર ફેરવું છું ત્યાં કેવળ અંધકાર–ઘોર, હૃદય મુંગળાવતો

અંધકાર જ માલમ પડે છે. પ્રભુ! આ પ્રગાઢ અંધકારમાં પ્રકાશનું એક કિરણ તો ફેંક! દયાના એ નિધિ? તારે ત્યાંયે દયાના ઝરણ સૂકાયાં? સર્વ શક્તિમાન ન્હાના સરખા મેવાડને બચાવવાને મેવાડનું એક કોમલ પુષ્પ બચાવવાને તારી પાસેયે શક્તિ નથી? હજારોને તાર્યાં, કરોડોને ઉદ્ધાર્યા તો એ તારણહાર! તું એક નિર્દોષ કન્યાને નહિ તારી શકે? ક્ષમા કરજે પ્રભો! મેં ન્હોતું જાણ્યું કે ન્હાના સરખા મુકુટનો તારા હૃદયને કચરી નાખે એટલો છે; મને ખબર ન્હોતી એક ન્હાના રાજદંડમાં હૈયાના ચુરા કરવા જેટલી શક્તિ છે, નહિ તો મુકુટ કદી પ્હેરતજ નહિ રાજદંડ હાથમાંજ ના લેત. મેવાડની પ્રજા કૃષ્ણનું—એ પ્રભુ! મેવાડ! મારી સુકુમાર કૃષ્ણાનું ભાર તારાથી ઝીલાતા નથી? વીરજનની! એના કોમળ ચરણના આઘાતથી તું ચંપાઇ જાય છે? હજારો સનિકોના પદાઘાત જેણે હસતે મુખડે ઝીલ્યા તેનાથી કુસુમનો સ્પર્શ ખમાતો નથી! પ્રજાને કૃષ્ણાનું મુખતેજ એ પ્રલયના ભડકારૂપ થઇ પડ્યું છે. એના શ્વાસોચ્છવાસ નાગના સીત્કાર સમા ભાસે છે, એનું જીવન તે પ્રજાનું મરણ બન્યું છે! પ્રજા પણ બિચારી શું કરે? અનેકાનેક નિર્દોષ મનુષ્યો નાશ પામ્યા. મેવાડની ભૂમ રુધિરના રંગે રંગાઇ, જીતવાની જરા સરખીયે આશા નથી: દુશ્મનો નગર ઘેરીને પડ્યા છે; નગરજનો અન્ન વગર, પાણી વિના ગાંડા જેવા બની ગયા છે! એ બધુ એક કૃષ્ણાને ખાતરજ કેની? લોકો એ ન હોય એમ ઇચ્છે તેમાં શી નવાઇ? રજપૂતો મેવાડમાંથી મરી પરવાર્યા ત્યારે બિચારી પ્રજા કરે પણ શું? પણ એ હોય ને જગત્ શાંત રહે એવો રસ્તો નથી? એક નિર્દોષ કન્યાથી શાંતિમાં જીવી ન શકાય? જગતસિંહ એને પરણવા ઇચ્છે, માનસિંહ એને ખાતર

મેવાડને પાયમાલ કરવા તૈયાર થાય. આખું જગત એનું માલીક! હું ચાહું ત્યાં એને પરણાવું, બીજાને તેમાં શું? બીજાને ન પરણાવું તો તેને શું મારી સાથે લડવાનો, મારી પ્રજાને પાયમાલ કરવાનો, મેવાડને છિન્નભિન્ન કરવાનો અધિકાર મળી ગયો? જગત આવાં પુષ્પો તો દેવનાં પણ મસ્તકે રહેવાને સરજાયા છે નહિ કે ઓ નિષ્ઠુર! તારા પગ તળે છૂંદાવા–ચગદાવા માટે કેસરિયાં કરવાને નીકળી પડીએ એવી પણ સ્થિતિ નથી. આખા મેવાડમાંથી પાંચ સાત જણ કેસરિયાં કરવા તૈયાર થાય તેમાં ઉલટો તેનોજ વિનાશ થાય. ત્યારે હું શું કરૂં? માનસિંહ સાથે કૃષ્ણાને પરણાવી દઉં? ના, ના. હવે તો ગમે તે થાય પણ એજ રાઠોડને મારી કન્યા નહિજ આપું. બળાત્કારથી મેવાડનું સૌંદર્ય એ લુટે તે વેળા મેવાડ ભલે નાશ પામે. આ રાજ ત્યાગી હુજ કોઇ બીજે સ્થળે ન્હાસી જાઉં તો? દેખવુંયે નહિ ને દાઝવુંયે નહિ–પણ પછી? મેવાડની શી ગતિ? દેવીનું શું? કૃષ્ણાનું કોણ? દુશ્મનો એને છુંદી નાંખશે વરૂઓ એને ફાડી ખાશે! અમીરખાનની સલાહ માનીને નગરચર્યા કરવા ગયોજ ન હોત તો સારૂં! એની સલાહ બહુ કિંમતી હોય છે. મનુષ્યના હૃદયના ભાવો એ બહુ સારી રીતે જાણતો હોય એમ લાગે છે. પણ મેં એને બોલાવ્યો હતો છતાં હજીએ કેમ ન આવ્યો? મારે અત્યારે સલાહની બહુ જરૂર છે. મારી બુદ્ધિ કામ કરી શકતી નથી. મારૂં મગજ બ્હાવરૂં બની ગયું છે. આંખને અંધકાર સિવાય બીજું કઇ દેખાતું નથી, હૃદયને નિરાશા સિવાય બીજું કઇ સુઝતું નથી.

(અમીરખાન પ્રવેશ કરે છે.)

ભીમ૦:–કોણ અમીરખાન તમે આવ્યા? બહુ સારૂ થયું. મારે અત્યારે તમારી સલાહની બહુજ જરૂર છે.

અમીર૦:–મહારાજ, મારી સલાહ લઇને શું કરશો? મારી સલાહ તમે ક્યાં કોઇ વાર માની છે કે હવે માનો?

ભીમ.–ના, ના, હવે માનીશ. એકવાર ન માની તેમાં ખતા ખાધી.

અમીર૦:–મહારાજ, શી બાબતમાં સલાહ જોઇએ છે?

ભીમ૦:–હુ શું કરૂં? મારી પ્રજા કચરાઇ જાય છે તેને બચાવવાને હું શું કરૂં? મને તો કંઇજ સુઝતું નથી.

અમીર૦:–મહારાજ, તમારાથી થાય તે તમે કર્યું. હવે રૈયત પોતાનો બચાવ ન કરી શકે તો છો એને કચરાવા દો.

ભીમ૦:–રૈયતને કચરાવા દઉં? મારા જીવતાં મારા મેવાડને મરવા દઉં? અમીરખાન શું બોલો છો?

અમીર૦:–(સ્વગત) એને રૈયતને મેવાડની લાગણી ઘણીજ છે. એ લાગણીને લીધે એ કોઇ પણ કાર્ય કરતા અટકે એમ નથી. એની એજ નબળાઇનો પુરેપુરો લાભ લઉં. (પ્રકાશ) મહારાજ, રૈયતને ખાતર રાજાએ દુઃખી થવું?

ભીમ૦:–અલબત્ત! પ્રજાના કલ્યાણ માટે રાજાએ પોતાના સર્વસ્વનો ભોગ આપવો પડે તોપણ આપવો

અમીર૦:–નામદાર, એ અમથી વાતો છે. કોઇ કોઇને ખાતર ભોગ નથી આપતું. પોતપોતાનું ભલું સૌ પોતપોતાની મેળે કરી લે એટલે બસ. બીજી વાત ઇન્સાનને માટે નથી.

ભીમ૦:–અમીરખાન, તમે સાચા ક્ષત્રિયો નિહાળ્યા નથી તેમાંજ આમ બોલો છો. પોતાના બંધુઓ માટે પોતાની માતૃભૂમિને

ખાતર કેટલાયે ક્ષત્રિયોએ પોતાના પ્રાણના બલિદાન દીધા છે, ને પ્રાણથીયે પ્રિય એવી પત્નીને પુત્રીઓને ચિતાના ભડકામાં જીવતાં સળગી જતી જોઇ રહ્યા છે!

અમીર૦:–પોતાની પત્ની અને પુત્રી! મહારાજ, મહારાજ તમે શું બોલો છો? એવું દિલ કોનું હોય કે બીજાને ખાતર પોતાનાં સ્ત્રીપુત્રીને કુરબાન કરે? મહારાજ, મારૂં માનો તો આવા આવા વિચાર મગજમાં લાવશોજ નહિ! એવા વિચાર અજદા જેમ પોતાના શિકારને પોતની તરફ ખેંચે છે, શયતાન આદમને ખેંચે છે તેમ ઇનસાનને ખેંચીને પછી આગમાં તેને સળગાવી દે છે! કુરબાનીના વિચાર ઓલિયાઓને કરવા દો. સાધારણ ઇનસાનથી એવા કામ નહિ થાય.

ભીમ૦:–અમીરખાન, ત્યારે મારી ગરીબ પ્રજાને વંટોળિયામાં ઉડતા ખરી પડેલાં પાંદડાંઓ પેઠે નિરાધાર, નિઃસહાય હાલતમાં શત્રુઓના હસ્તમાં સોંપી દઉં? કોઇ માર્ગ છે બચવાનો?

અમીર૦ :–મહારાજ, રસ્તાતો બેજ ખૂલ્લા છે.

ભીમ૦:–બે રસ્તા? બે રસ્તા ખુલ્લા છે? ત્યારે તમે બતાવતા કેમ નથી?

અમીર૦:–એક ઉપાય માનસિંહને એ કન્યા તમે આપો તે છે. પણ મહારાજ, માનસિંહને આપવા કરતાં તમે કોઇ કંગાલમાં કંગાલ રજપૂતને આપી દો, વિનાશના મુળમાં એને મોકલી દો તે સારૂં! હું માનસિંહનો મિત્ર છું પણ મહારાજ, હું કોઇ પણ આદમીને પોતાની પુત્રી એને આપવાની સલાહ આપું નહિ.

ભીમ૦:–એ રાઠોડ રાજાને હું કન્યા આપવાનો નથી જ. પણ બીજો રસ્તો કયો છે?

અમીર૦:–ના, ના, બીજો રસ્તો કોઇ નથી. મહારાજ આ ઉપ-ાયથી એવો રસ્તો લેવાયજ નહિ.

ભીમ૦:–પ્હેલાં કહો તો ખરા કે એ રસ્તો કયો છે? પછી નિર્ણય કરીશું લેવો કે નહિ?

અમીર૦:–મહારાજ, એ રસ્તો તે રસ્તોજ નથી, કોઇકજ એ રસ્તે જઇ શકે. વાઘને સિંહથી ભરેલા ભયાનક જંગલમાં હથિયાર વગર મુસાફરી કરી શકાય, પ્હાડો કોતરીને તેમાંથી ચાલ્યા જવાય, દરિયામાં ઉછળતા મોજાંઓમાં વગર વ્હાણે ચાલી શકાય પણ આ રસ્તો! મહારાજ, જવા દો હું અમથોજ બોલ્યો.

ભીમ૦:–પણ કહેવામા શો વાંધો છે?

અમીર૦:–મહારાજ, મારી જીભના કાપીને કકડા કરશો ને તેમાંનો એક પણ કકડો એના વિષે એક લફ્ઝ બોલશે તો હું તેને કચરી નાખીશ.

ભીમ૦:–અમીરખાન, તમે જાણતા નથી કે સંદેહના ગાઢ અંધકાર કરતા ગમે તેવી ચિતાના ભયાનક ભડકા સારા લાગે છે; સંશયની પ્રાણહારક તૃષા કરતાં હલાહલ વિષનું પાન પણ મિષ્ટ લાગે છે; ગુંચવાડાની ગુગળામણ કરતાં નરકના મેદાનની ઝેરી હવા પણ સુધા સરખી લાગે છે!

અમીર૦:–તમે જે સાંભળીને ચમકી ઉઠશો, સારી દુનિયાને દોજખ બનાવી દેવા માંગશો. મને શયતાન માનશો તેવી મારી પાસથી કઢાવીને શું કામ છે?

ભીમ૦:–નહિ, નહિ અમીરખાન, ગભરાઓ નહિ બોલો. ગમે તેવી ભયંકરમાં ભયંકર વાત હશે તો હું રહેજ પણ આશ્ચર્ય વિના, જરા પણ ગભરાટ વગર, લેશ પણ સંકોચ સિવાય સાંભળીશ. બોલો!

અમીર૦:–મહારાજ મને શા માટે ફરજ પાડો છો? હું જાણું છું કે રજપુતો બહાદુર છે જંગમાં પોતાના સર્વ પ્રિયજનની કત્લ થતી હસતે મુખડે જોઇ રહે છે. ને તમે મહારાજ, એવા રજપુતોના સરદાર છો, પણ તમારાથીયે એ વાત ચમકયા વગર સાંભળી નહિ શકાય.

ભીમ૦:–ભલે; તમે તમારે કહો.

અમીર૦:–મહારાજ, હું કહીશ તો મારા પર સ્યાનત વર્ષાવશો, મને કત્લ કરી નાંખશો પણ મહારાજ, હું એ ઉપાય લેવાનું કહેતો નથી.

ભીમ૦:–હું તમને અભયવચન આપું છુ. બોલો.

અમીર૦:–મહારાજ ગળે સોનાની સાંકળી હોય પણ કદાચ તેને લીધે ગળુ રૂંધાઇ જાય, કંઠ ફસાઇ જાય ને આપણો જાન જોખમમાં આવી જાય તો એ સાંકળીનું શું કરીએ?

ભીમ૦:–તોડી નાંખીએ, પણ તમે કહેવા શું માંગો છો?

અમીર૦:–મહારાજ, એવીજ રીતે દેશને ગળે સોનાની સાંકળી વિંટળાએલી હોય ને તે દેશને ફાંસી દેતી હોય—પણ એ જીવતી સાંકળી હોય તો તેને કઇ થાય?

ભીમ૦:–(ચમકીને આવેગથી અમીર તરફ ધસી જઇ) અમીરખાન! અમીરખાન!

અમીર૦:–મહારાજ—

ભીમ૦:–(ડોળા ફાડી) તમે મને સલાહ આપો છો?

અમીર૦:–મહેરબાન, હું સલાહ નથી આપતો. એકજ રસ્તો લેવાય નહિ એવો રસ્તો–રહ્યો છે તે મેં તમે ઘણી જીદ કરી ત્યારે કહ્યો.

ભીમ૦:–તમે પણ પ્રજાના પક્ષમા ભળ્યા ?

અમીર૦:–ખુદાવિંદ, તમારી રૈયત એનો પૂકાર કરી રહી છે, હું તો એને છેલ્લા ઉપાય તરીકે પણ ન લેવાય એવો રસ્તો કહું છુ. મહારાજ, એમાં મારે શો લાભ છુ ? હું જાણું છું કે દુનિયા એ એજ રીતે બચતી હોય, આખુ આસમાન એના ફૂકાને લીધેજ જમીન પર ગરી પડતું અટકી રહ્યું હોય, ખુદા પણ જીન્નતમાંથી એને માટે પૂકાર પાડતો હોય તો પણ એ ઉપાય લેવાય એવો નથી ! ભલે, મેવાડના મ્હેલો ખેદાનમેદાન થઇ જમીનદોસ્ત થઇ જાય, મેવાડના પ્હાડના પત્થરે પત્થર રજપૂતોની કબ્ર બની જાય, રજપૂતના જનીનની હસ્તી દુનિયાની સપાટી પરથી નાબુદ થઇ જાય, ટુકડો રોટલાને માટે મેવાડીઓ પરદેશમા ઘેરઘેર ભટકે તો પણ–તો પણ એ ઉપાય લેવાય નહિ.

ભીમ૦:–(ગાઢ વિચારમાં પડી બ્હાવરે ડોળે અમીરખાન સ્હામે જોઇ રહે છે.)

અમીર૦:–નામદાર, શો વિચાર કરી રહ્યા છો ? એ રસ્તો લેશો ? ના, ના ! ખુદાવિંદ રૈયત ગમે તેટલો પૂકાર કરે, મેવાડની જમીનનુ જીગર ફાટે ને એમાં આખું મેવાડ દટાઇ જાય, મેવાડના દિલના ચીરેચીરા થઇ જાય તો પણ તમારે શું ? મેવાડની રૈયતે તમારૂં શું ભલું કર્યું છે. મેવાડે તમને શું આપ્યું છે કે તેને ખાતર તમે આવી મ્હોટી કુરબાની કરો ? ગરીબ પરવર તમે તમારે નીરાંતે એશઆરામમાં જીંદગી ગુજારો. તમે શા માટે કંગાલની માફક ફીકર કરો છો ?

ભીમ૦:–(ભયંકર વિચારમાથી ચમકી ઉઠયો હોય તેમ) હેં ? અમીરખાન, અમીરખાન ઇશ્વર ખાતર હવે બંધ કરો.

અમીર૦:–બધ કરૂં? શા માટે? ખુદાવિંદ, મેવાડની શી મકદુર કે તમારી પાસે આવું કામ કરાવવાની ખાહિશ રાખે? રૈયતે તમારે ખાતર શું કર્યું છે કે શાહજાદીને વાસ્તે આવા સુખન કાઢે? જે રૈયત પોતાની શાહજાદીનો પણ બચાવ કરી શકતી નથી તે રૈયતને દુનિયા પર હસ્તી ધરાવવાનો હક પણ શો છે? જે મેવાડ પોતાની દુખ્તરનુ રક્ષણ નથી કરી શકતું તે મેવાડનો તમારા પર શો હક છે? ભલે જહન્નમમાં જાય મેવાડ—

ભીમ૦:–અમીર૦ખાન! મેવાડ ગમે તેવું હશે પણ એ મારી માતૃભુમિ છે! નિર્બળ છું, મારૂં હૃદય દુર્બળ છે. બાકી મેવાડ ખાતર કોઇ પણ ભોગ આપવો, જનનીને માટે જીવન દેવું, જન્મભુમિને કાજે જહન્નમમાં જવું પડે તો પણ જવું એ અમારા રજપૂતોનો કુલધર્મ છે.

અમીર૦:–બ દેનવાજ, દેશને ખાતર જે છેક દિવાનો થઇ ગયો વતનને આબાદ રાખવા જે ફકીર બની ગયો હોય; જેના દિલમાં હમેશ દેશદાઝનો આતશ સળગ્યાં કરતો હોય; દેશને જોતાં જોતા જેના ચશ્મની રોશની પણ બુઝાઇ ગઇ હોય; સારી આલમને છોડીને, જીગરને પણ કચરી નાખીને જે દેશનોજ બંદો બની ગયો હોય; જેના ખુનને બુંદે બુંદે, બદનની નસેનસમાં દેશદાઝના ભડકા ઉઠતા હોય, ને જેના મગજને દેશના અવાજ કાનમાં ગાજીગાજીને બેફામ બનાવી મુકતા હોય તેજ એવા કામ કરે. આપણા જેવા ઇનસાન એવું કરવા જાય તો જરૂર ખવા જાય, તેમનાં સ્ત્રી પુત્ર રઝળી મરે!

(નેપથ્યમાં ભિખારીનો અવાજ સંભળાય છે 'કોઈ ભૂખ્યાને અન્ન આપો')

ભીમ૦:–(કાન દઇ) એ કોણ છે? અમીરખાન, જુઓ એ કોણ છે?

અમીર૦:–(બહાર નજર કરી) નામદાર, કોઇ ભિખારી ભીખ માગે છે.

ભીમ૦:–એને બોલાવો અહિંઆ.

અમીર૦:–નામદાર, ભિખારીનું અહિં શું કામ છે?

ભીમ૦:–મેવાડનું કોઇ પણ અન્નની ભીખ માંગનાર મનુષ્ય મારા આગળથી નિરાશ થઇને નહિ જાય.

અમીર૦:–(જઇને બહુજ નિર્બળ, મહામહેનતે ચાલી શકે એવા દુકાળિયાને લઇને આવે છે)

ભીમ૦:–છોકરા, તારે અન્ન જોઇએ છે?

દુકાળિયો: હા, મહારાજ.

ભીમ૦:–અત્યાર સુધી તને ભીખ માંગતા અન્ન ના મળ્યું?

છોકરે૦:–(તુટેલે અવાજે) મહારાજ, દશ દિવસ થયાં અન્નનો દાણો પણ નથી મળ્યો!

ભીમ:–(મ્હોટેથી) અરે! છે કે કોઇ?

પ્રતિહારી:–(પ્રવેશ કરીને) આજ્ઞા મહારાજ!

ભીમ૦:–રસોડામાં જે અન્ન વધ્યું હોય તે લઇને જલદી આપ આવ.

છોકરો:–મારાથી નથી ઉભા રહેવાતું (બેસી જાય છે)

(પ્રતિહારી અન્ન લઇને હાજર થાય છે અને છોકરાને આપે છે.)

ભીમ૦:–છોકરા અહિંજ બેઠો બેઠો તું ખા.

(છોકરો ખાતો નથી)

ભીમ૦:-પુત્ર? ખાતો કેમ નથી? બીજું કંઇ જોઇએ છે તારે?

છોકરોઃ—ના, પણ હું એ ઘેર લઇ જઇશ.

ભીમ૦:—દશ દિવસનો તું ભૂખ્યો છે તો અહિં ખાતાં તનો શો વાંધો છે?

છોકરોઃ—મારી મા ઘેર ભૂખી પડી રહી છે. તેને ખવડાવ્યા પછી હું ખાઇશ

ભીમ૦:-તારે મા પણ છે? ને તેને મૂકીને તું જમી નહિ શકે? છોકરા, તારો બધો હેવાલ મને કહે. આ કાળમાં ને આવી દશામાં માને જમાડયા પછીજ જમે એવા કેટલા હશે?

છોકરોઃ-(શોકથી ને અશક્તિથી કંપતા અવાજે) અમે ત્રણ જણ હતાં. હું, મારી મા, ને મારો ન્હાનો ભાઇ. અમારી પાસે કંઇ પૈસો નથી-પ્હેલેથીજ ન્હોતો. મારી મા બહુ વખતથી માંદી છે. એનાથી ઉઠાતું નથી. મેને કોઇ દહાડો ઉભી થઇને ફરતા મે જોઇજ નથી! હું ને મારો ભાઇ ભીખ માંગી લાવી માને ખવડાવીને વધે તે અમે ખાતાં. પણ દશ દિવસથી અન્ન નથી મળતુ. માનુ તો જેમ તેમ કરીને પેટ ભર્યું. પણ મારો ભાઈ બે દિવસ પરજ ભૂખથી મરી ગયો! (જરા અટકીને) પણ-પણ મારી મા તે જાણતી નથી. એણે પુછ્યું કે 'તારો ભાઇ કયાં ગયો છે? ત્યારે મેં એને કહ્યું કે એને તો કોઈ પૈસાદાર માણસે રાખી લીધો' એ સાંભળીને એ બહુ ખુશ થઇ પણ (તુટતા અવાજથી) મને...જરા ...પાણી

ભીમ૦:-(પ્રતિહારીને) જા, એકદમ પાણી લઇ આવ-પણ છોકરા, તું સુઇ કેમ ગયો? તને કંઇ દુઃખ થાય છે?

અમીર૦:-મહારાજ, ભૂખને લીધે એનામાં જરા પણ તાકાત રહી નથી.

પ્રતિહારી પાણી લઈ આવે છે.

ભીમ૦:-લે, છોકરા લે આ પાણી કેમ બોલતો નથી? આ પાણી આણ્યું જો જરા આંખ ઉઘાડ તારાથી ન પીવાય તો આ પાશે.

( છોકરો બોલતો નથી )

અમીર૦:-( એના શરીરને અડકી ) નામદાર, એના હાથપગ છેક ઠંડા છે હવે એનામાં કંઇ રહ્યું હોય એમ લાગતું નથી.

છોકરો૦:-( છેક ઉંડાણમાંથી ) ઓ મા! મા..રી મા! ( આંચકો ખાઈને પાછો પડે છે )

( સહુ સ્તબ્ધ બનીને જોઇ રહે છે પડદો પડે છે )

## પ્રવેશ ૪ થો.

શ ાકશા:-(લલિતાને અંગ્રેજી શિખવતો) મિસ લલિતા, તમારો સ્ટડી હજી જોઇએ તેવો આગળ વધીયો નથી ગોકળગાયની ચાલી આમ ધીમા ધીમા શું ચાલોય? દેડકાની ફાણી ઠેકડા મારો ઠેકડા (સ્વગત) આજે પેલા લવજીને અહિ આવવાનુ કહ્યુંય તો આને એના પર કેટલો પ્યાર છે તે કઢાવી જોઉં (પ્રકાશ) આજે શેનો પાઠ છે?

લલિતા:-The Donkey and Its Daughter

શા૦:-તે તો જાણે ઓળખિયા, તાર પછી?

લ૦:–Love નો.

શા૦:–લવ મને મારો ફ્રેન્ડ લવજી યાદ આવે છે?

લ૦:–લવજી?

શા૦:–હા, મારો ફ્રેન્ડ છે તમે બી એને ઓળખોય કે શું?

લ૦:–(શરમાતી) ના–હા એટલે સ્હેજસાજ ઓળખું છું.

શા૦:–તમે એને કેવી રીતે ઓળખો?

લ૦:–પ્હેલાં અહિં એક બે વાર એ આવેલા.

શા૦:–હવે એ નથી આવતો? પણ ક્યાંથી આવે! બિચારાને ટાઇમ બી. ક્યાંય મળેય જે?

લ૦:–હમણા એ બહુ કામમાં રોકાયાછે.

શા૦:–(હસીને કામમાં? મારા બેટાએ કામ બી ઠીક શોધી કાહડ્યુંય તો!

લ૦:–કહો તો ખરા એવું તે શું કામ છે કે તેમણે એટલા બધા રોકાઇ ગયા છે?

શા૦:–અરે! બિચારાને ખાવાનો બી ટાઇપ નહિ મળતો હસીને હા, હા, લવજી દીકરી! તે કામ બી ઠીક શોધી કાઢીયુંય જે!

લલિતા:–પણ તે છે શું?કહો તો ખરા!

શાવકશાઃ–ચ્યા લવજી! એ બી તે ઠીક કીધું. શોધી શોધીને પારસેણુ શોધી કાઢી!

લલિતા:–(ચમકીને) હેં શું બોલો છો?

શાવકશાઃ–એમાં ચમકોય કાંય? જુદ્દીન લગન નહિ થતાં શું? મારી જોડે એ પારસી સોસાયટિમાં બુસીયોથ એટલે એને બી ફાવટ આવેચ–ને નવાઇની વાત તો એ છે કે એ પારસેણુ બી એના

પરથી ઓવરઇ જાયચ–એવું તે લવજીમાં છે બી શું ! હું પઇરી હોઉં તો એની સાંભે બી ના જોઉં.

લલિતાઃ–લવજી ?–પારસેણુ !

શાવકશાઃ–એમાં તમુને શું થઇ ગીયું ? આ છંછેરેલા સાપની કાણી ફ્ણા કાઢીને કાંય ઉભાસ ?

લલિતાઃ–હું જાઉં છું. આજે લેસન નથી કરવું.

શાવકશાઃ–જ્યાં છે ત્યાં કંઇ બી ંજખરો ઘોંટાળો થયોચ. તમુને બી કંઇ એના પર વલગણુ સલગણુ હોય એમ લાગેચ !

લલિતાઃ–મને ? મને શું હોય ? ના, ના. હવે કંઈ નથી.

શાવકશાઃ–હવે નહિ ત્યારે પહેલાં કંઇ બી હતું ખરું એમ કહેવની !

લલિતાઃ–એણે મને છેતરી–

શાવકશાઃ–ના, ના. મિસ લલિતા એવણેતમુને છેતરિયાં નથી! એ તો મેં એના પર તમુને કંઇ બી માયા મહોબ્બત છે કે નહિ ને જાણવાની યુક્તિ કરી એવણ મારા ફ્રેંડ થાયચ એટલે એની બધી બાબતમાં હું ઇન્તેરેસ્ત લેવુંચ.

(પ્રમિલના પોશાકમાં લવજી દાખલ થાય છે.)

લવજીઃ–લલિતા, તમારા બાપા શિવજી સેત ગાંઠીયા છે કે ?

લલિતાઃ–શું કામ છે ?

લવજીઃ–મારે મળવું છે.

લલિતાઃ જોઇ આવું. છે કે નહિ (જાય છે)

શાવકશાઃ–લવજી ! તું ફાવિયોચ દીકરા એ બુલબુલ તારૂજ છે. ચાર ચોખા નાંખી આવી એનો બાપ–નહિ રે ! દીકરી એનો જીગરજાન કલેજાનો કકરો અને વફાદાર ભરથાર બની જા.

લલિતાઃ–(પ્રવેશ કરીને)–નથી એ તો જરી બજારમાં ગયા છે.

શ્રાવકશા:—ચાલો; હું રજા લેવશ. મારે જરા કામ છે (જા વછે)

લવજી:—અરે શું કામ છે તે તું નથી જાણતી? મારે એમની સાથે પરણવુ છ

લલિતા:—હેં પરણવું છે બાઇ! તને કંઇ ભાન છે કે નહિ. યાદ કર. કોઇને બદલે કોઇના ઘરમાં નહિ ઘુસી આવી હોય.

લવજી:—અર એમ તો હું કાચી નથી. બોલ તારો બાપ ને શીવજી સેઠ ગાંઠીયો ખરો કે નહિ.

લલિતા:—હા રો.

લ જી:—જર જરામાં 'અનુભવની વાત છે' અનુભવની વાત છે એમ બબડયા કરે છે તેજ કે નહિ?

લલિતા હા તેજ

લવજી:—ત્યારે તેજ મારો ભવિષ્યનો ભરથાર છે.

લલિતા:—અર પણ બાઇ તને આવો ઘરડો ઠુવડને કેમ પસંદ પડે?

લવજી:—પસંદ પડે કે નહિ પડે પરતુ મારે તો મારા ભાઇની ખાતર તેમની સાથે પરણુવુંજ પડશે.

લલિતા:—હે તમારા ભાઇને ખાતર મારા બાપની સાથે પરણવુ પડશે એટલે શું?

લવજી:—એટલે એજ કે તમારા બાપ જો હું તેમની સાથે પરણું તો મારા ભાઇનાં લગ્ન તમારી સાથે કરનાર છે. સમજ્યા?

લલિતા:—શું કહ્યું? મારા લગ્ન તમારા ભાઇ સાથે કરનાર છે? અરે પ્રભુ મારાં લગ્ન તો કયારનાં થઇ ગયાં છે.

લવજી:—શું તમારાં લગ્ન થઇ ગયાં છે? તો તમારા બાપ તમારૂં મારા ભાઇની સાથે નાતરૂ કરવાના હશે.

લલીતા :—અરે ભગવાન ! મારો લવજી અત્યારે ક્યાં છુપાયો છે?

લવજી :—(સ્વગત) એ તો અત્યારે મીસ પ્રમીલા બની ગયો છે.

લલીતા :—ઓ લવજી. લવજી. શું તારૂં મધુરૂં નામ.

લવજી :—(સ્વગત) તેથીજ આ બંદાને મળ્યું છે લવંડરનું ઉપનામ.

લલીતા:—હા. પરંતુ બાઇ તું મશ્કરી તો નથી કરતીને ?

લવજી:—મશ્કરી કરતો હોઉં. અરે કરતી હઉં તો મને તારા લવજી લવંડરના સમ. જો જોઇએ. આ તેણે મને લખી આપેલું કરારનામું (બતાવે છે.

લલીતા:—(કરારનામું વાંચીને) બસ થઇ ચુક્યું. લવજી. વ્હાલા લવજી તું શાંતિ રાખજે. આ તારી વફાદાર મહેરદાર આજે આ ઘરનો ત્યાગ કરી—(નાસી જવા જાય છે.)

લવજી:—(અટકાવીને) સબુર લલીતા ઉતાવળી ન થા. પહેલાં જો તો ખરી કે મારો ભાઇ તને ગમે છે કે નહિ. જો (સાડી કાઢી) નાખી લવજી તરીકે જાહેર થાય છે.)

લલીતા:—ઓહ મા આ શું. (ભેટી પડવું) લવજી લવજી તેં મને પુરેપુરી બનાવી.

લવજી:—નહિ એનો તારી કસોટી કરી, હાં પણ જોને આ ભેદ કોઇને ફોડી દેતી કારણ તારો બાપ તને મારી સાથે પરણાવવા બીલકુલ નાગજ છે. એટલે તેનેજ હાથે આપનાં લગ્ન થાય તે માટેજ મેં આ યુક્તિ શોધી કાઢી છે. સમજી.

લલીતા :—હા સમજી. પરંતુ એ યુક્તિ પાર ઉતારવા મારે અને તમારે કેટલાક નવીન પાઠો તૈયાર કરવા પડશે.

લવજી :—તેની તું ફીકર ન રાખ. એતો હું તને એવા મીઠા મીઠા પાઠો પઢાવી દઇશ. કે તું પણ તે હોંસે હોંસે શીખી જઇશ.

લલીતા :—ઠીક તો પ્રોફેસર સાહેબ એવા મીઠા મીઠા પાઠ પઢાવજો.

(નવાબ આવી પહોંચે છે.)

નવાબ :—(અંદરથી) ભાઇ અરે ઓ સેવ ગાંઠીઆવાળા જીવજીભાઇ બારણું ખોલો.

લવજી :—અરે આતો નવાબ મીસ પ્રમીલાની શોધમાં આવ્યો જણાય છે. લલીતા તું જા અને છાનીમાની જોયા કર કે આ લવજી તેને કેવો લટ્ટુ બનાવે છે.

(લલીતા જાય છે. લવજી બારણું ખોલે છે. ને નવાબ અંદર દાખલ થાય છે).

નવાબ :—ઉફ. પ્રમીલા પ્રમીલા તું ક્યાં છે.

લવજી :—(સ્વગત) તારી બાજુમાં (પ્રકાશ) કેમ નવાબ સાહેબ તમારે કોનું કામ છે? અને આજે આ ભેજુ કેમ ચાલે છે?

નવાબ :—ઉફ. પ્રમીલા પ્રમીલા (ભેટ છે. પરંતુ લવજીને પુરૂષ વિષે જોતાં આશ્ચર્યથી)

અરે રે! પ્રમીલા બદલે નજર પર મરદ આ આવેલ છે.
મોંઠયો પડયો હું ભાઇઓ એ પણ નશીબનો ખેલ છે.

હે ભયંકર માનવ દાનવમાંથી દેવ બની જઇ મને જણાવી દે કે મારી મીસ અરે મીસીસ પ્રમીલા ક્યાં છે! કારણ એના વિના—

ગાંડો દિવાનો થઇ ગયો છું મગજ આ ચસ્કેલ છે,
એના વિના બગડી ગયો મારા નસીબનો ખેલ છે.

લવજી:-એ નવાબ સાહેબ, જરા મગજ ઠેકાણે રાખી સાંભળો જુઓ હું જાણે મીસ પ્રમીલાનો ભાઇ છું હુંઅને પ્રમીલાને પરણાવવાની તજવીજ કરવા ઇંતેજાર છું.

નવાબ:-શું તમે પ્રમીલાના ભાઇ છો ? અને તેને પરણાવવા ઇંતેજાર છો. તો ઓ પ્રમીલાના ભાઇ. ઉર્ફે મારા થનારા સાળા. તમને અરજ ગુજારૂં છું કે મનેજ પરણાવજો એ બાળા—

લવજી:-નહિ સાહેબ. એને પરણાવાને તો તૈયાર છે શીવજી શેવગાંઠીઆવાળા—

નવાબ:-હેં ! પેલા બદમાશ શેવગાંઠીઆવાળા !

લવજી:-હા. એ બદમાશ હોય કે ખાનદાન-તેની મને કંઇ જ પરવા નથી. મારે તો બસ મારૂં હીત સાધવા એને શીવજી સાથે પરણાવવીજ જોઇએ.

નવાબ:-એ શીવજીથી હીતની આશા બધી મુશ્કેલ છે. અત્યારથી ચેતો.

લવજી:-નહીં તો.

નવાબ:-.........પુરો નસીબનો ખેલ છે.

લવજી:-ગમે તે હો પરંતુ. નવાબ સાહેબ, શીવજીને લલીતા નામે એક પુત્રી છે તેતો તમો જાણો છો. એ લલીતાના લગ્ન મારી સાથે થનાર છે. તેથીજ મારી બેન પ્રમીલા. શીવજીને મળનાર છે. સમજ્યા—

નવાબ :-પણ ભાઇ જો તમે મને મીસ પ્રમીલા સાથે પરણાવો તો હું મારી બધી સ્થાવર જંગમ મીલકત મીસ પ્રમીલાના નામ ઉપર લખી આપવાને અને તમને તેના સર્વ સત્તાધિશ વ્યવસ્થાપક નીમવાને તૈયાર છું.

લવજી:–વારૂ ઠીક છે. પરંતુ તમારે તે બાબતનું કરારનામું કરી આપવું પડશે.

નવાબ:–પ્રમીલા મળતી હોય તો આ સેવક તમારો પડતો બોલ મીલવાને તૈયાર છે. સમજો કે

મીસ પ્રમોલા મળતાં બધું અર્પણ તમને થએલ છે.
હું બનેવી બન્યો તમારો તો એ નસીબનો ખેલ છે.

લવજી:–ઠીક. તો આ કોરે પાને સહી કરી આપો જોઉં.

નવાબ:–કબુલ છે. લે આ મારી સહી. (સહી કરી આપે છે)

લવજી:–બસ હવે નવાબજી. કાળી ચાદશની રાત્રે બાર વાગે વરઘોડો લઇ વહેલા પધારજો.

નવાબ:–જરૂર. વાહ વ હ બસ હવે.

મીસ પ્રમોલાને પરણવામાં આનવાબાં ફાવેલ છે.
આજે હવે ઉઘડી ગયો મારા નસીબનો ખેલ છે.

ગાયન ૧૫ મું.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ :—સંગ્રામસિંહ ઘરનો એક ઓરડો.

ગાયન ૧૬ મું.

સંગ્રામસિંહ :—આજે આમ કેમ લાગે છે! જાણે હવા પણ જાણે એટલી બધી ભારે થઇ ગઇ છે કે શ્વાસ લેતાયે હરકત પડતી હોય એમ લાગે છે આકાશમાંયે કોઇ ગાઢ કાલિમા વ્યાપી રહી હોય એમ ભાસે છે! મેવાડ, તારે માથે આ શાં વાદળાં ઝઝુમી

રહ્યાં છે? મેવાડનું કેવું આ પરિવર્તન? કોણ ઓળખી શકે જેનાં ગૌરવનાં ગાન સારા જગતમાં આજી રહેતા તેજ આ મેવાડ છે? ક્યાં છે એ મેવાડ? ક્યાં ગઇ એની વીરતા? મેવાડ! તારી આવી દશા કોણે કરી નાંખી? જેની રણવેદિકાનો ધુમ આખા આકાશને છાઇ દેતો, જેની પુણ્યભૂમિને યવનનો પદસ્પર્શ ન થાય તેટલા માટે ક્ષત્રિયોન શ્રેણીરાશિઓ ખડકાતી, જેનાં ગિરિરાજોના પત્થરે પત્થરે અદ્દ્ભુત વીરતાનું દર્શન કર્યું હતું જેની નદીઓના પુણ્યોદકથી મહાપાપના દાહ શમી જતા તેજ આ મેવાડ? માતા! આખું જગત અંજાઇ જાય એવા તારા નયનમાં તેજના ચમકાર ચમકતા, સારી દુનિયા ગાંડી થઇ જાય એવું લાવણ્ય તારા મુખમંડળ પર વિલસતું; ઇશ્વર પણ મુગ્ધ થઇ જાય એવા તારાં આત્માના ઓજસ ઓપતા! જનની! આજ એ સર્વ ક્યાં ગયું? તારૂં એ પુરાતન ગૌરવ ક્યાં લુંટાઇ ગયું? તારાંજ દૂધ પીને બાપા રાવળે ને રાણા પ્રતાપે આભના ગાભ છોડવ્યા હતા—ગગનના ખુણે ખુણામાં તારી કીર્તિની જ્યોતિ પ્રકટાવી હતી. આજે તું કંગાલ બની ગઇ છે! તારા ક્ષત્રિયોમાંથી ક્ષત્રિતા વિલુપ્ત થઇ ગયું છે! મેવાડના રાજદુહિતાનું યે આજ કોઇ રક્ષણ કરવા તયાર નથી! કૃષ્ણા! તારા પાશથી હું અહિ જકડાઇ રહ્યો ન હોત તો મારા રૂધિરથી મેવાડની સંતાપજ્વાલા જરા સરખી પણ ઓછી થાત તો તેમ કરીને કૃતાર્થ થયો હોત! મેવાડ! ને કૃષ્ણા એ બેજ મારાં ઉરને અજવાસનાર સૂર્યને ચન્દ્ર સમા છે મેવાડ! તું ન હોય તો મારા દિવસ સુના થઇ જાય ને કૃષ્ણા! તું ન હોય તો મારી રજની રસહીન થઇ જાય. પણ મેવાડના મંગળમાંજ તારૂં મંગળ સમાએલું છે ને? મેવાડ શત્રુના પાશમાંથી મુક્ત થાય તેમાંજ તારૂં

કલ્યાણ છે. રાજા માનસિંહને મેવાડમાંથી હાંકી કાઢયા સિવાય તારી પણ મુક્તિ નહિ થાય ને મેવાડ પણ સ્વતંત્ર નહિ બને. જેટલા ભેગા થાય તેટલા સરદાર લઇને હવે હું કેસરિયા કરીશ. શત્રુને મારીશ અથવા મરીશ; પણ મેવાડ, તને મુક્ત કરીશ. કૃષ્ણા, તારાં દુઃખ હરીશ. પણ મહારાણા માનશે ત્યારે કેની? એ કેમ આટલી ગાઢ નિદ્રમાં પડયા છે? મને તો હવે પુછતા પણ નથી. અમીરખાન એનો માનીતો થઇ પડયો છે. પરંતુ એ યવન એની પાસે કંઇ અહિત કરાવશે. મને એનો ભરોસો પડતો નથી. ગમે તે થાય પણ નથી મહારાજાને ચેતવવા જોઇએ. એની પાસથી નહિ છૂટે ત્યાં સુધી નિદ્રા ઉડવાની નથી. એ કોણ જાણે એને શી સલાહ આપતો હશે? ગમે તે પ્રયત્ને એને તો ખસેડાવે જોઇએજ. અત્યારેજ જાઉં, મહારાણાને સમજાવું ને સંગ્રામની તૈયારી કરાવુ.

( જાય છે )

## પ્રવેશ છઠ્ઠો.

### સ્થળ:–લવજીનું ઘર.

પાત્રોઃ–પ્રમીલા. શીવજી. નવાબ.

પ્રમીલાઃ–દીકરા લવજી. તેં પણ ઠીક બાજી જમાવી છે. બસ હવે કોઇ રીતે એ બુઢા બણુચક શીવજી શેવ ગાંડીઆની પુત્રી લલિતા મળી જાય તો બેડો પાર થાય. એ પણ થઇ રહેશે. ભાઇઓ એતો દુનીઆ ઝુકતી હય ઝુકાને વાલા ચાહીએ. અરે પણ હ્યો અત્યારમાં વળી મારે ઘેર આ પોલીસની પંચાતી કયાંથી આવી જોવા દે.

(શીવજી પોલીસ જમાદારને વેષે આવે છે)

શીવજી૦:-(સ્વગત) કીદર હય. કીદર હય.

કીદર ગઇ એ પ્રમીલા. જીસકે કીયા પંચાત હય.
વો હોયગી ઇતને મહીં. એ અનુભવકી બાત હય.

(પ્રમીલાને જોઇને) હાય. હાય. મીલ ગઇ. મેરી અજકી માશુક મીલ ગઇ. (પ્રકાશ) અય ઝનાના ઉર્ફે મોતીકા દાણા તું કોણ હય. તેરા કયા નામ હય. એ સબ જાહેર કરો દેખતી હય એ કયા હય.

(બનાવટી વારંટ બતાવે છે).

પ્રમીલીકા નામકા વારંટ મીલા સાક્ષાત હય.
સુન ગઈ ઓનાઝનિન એ અનુભવકી બાત હય.

પ્રમીલા૦:-(સ્વગત) માનો નમાનો પણ આતો પેલો મારો સસરો શીવજી શેવ ગાંઠીઓ લાગે છે. ચાલ જરા બનાવું. (પ્રકાશ) એ જમાદાર સાહેબ હવે બનાવટી વેષ ભજવવા રહેવા દો. હું તમને સારી રીતે પીછાની ગઇ છું. સમજ્યાને.

શીવજી૦:-અયસા તો કહે દાલો તો મય કોન હઉં.

પ્રમીલા૦:-હહે ગુજરાતીમાંજ ભસી મરોને, તમે તો ગાંઠીઆ જેવા શીવજી શેવ ગાંઠીઆ છો શેવ ગાંઠીઆ. (દાઢી ખેંચી કાઢે છે.)

શીવજી૦:-વાહવાહ મીસ પ્રમીલા.

છે ધન તુજ માબાપને બસ વાત એ વિખ્યાત છે.
આનંગને પારખ્યું, એ અનુભવની વાત છે.

પ્રમીલા૦:-વારૂં પણ હવે આ બધી પ્રસ્તાવના બાજુએ મુકી પ્રકરણ શરૂ કરો. આ ચેનચાળા મુકી મુદ્દાની વાત પર આવો.

શીવજી૦:-એમ તો જો મુદ્દો જાણે એમ છે કે તને જોઇને આ મારૂં કોમળ કલેજું કોરાઇ ગયું છે. અને આ ચતુર ચિત્ત

ચોળાઇ ગયું છે. તે તો તું જાણે છે. માટે હવે દયા કરો અને ઘણાજ વર્ષથી કટાયેલા કેદખાનામાં પુરાઇ રહેલા આ તમારા શેવકને શૃંગાર રસનો એક નાટક બતાવો ટુંકમાં મારો સ્વીકાર કરી થાઓ માગ મહેરદાર એટલે આપણા બંનેના પાસા પોબાર.

દાળ થઇ જા તું અરે સેવક તમારો ભાત છે.

પણ ભાત લુખો દાળવીણ, એ અનુભવની વાત છે.

પ્રમીલા૦:—મીસ્ટર શીવજીભાઇ એતો મેં તમને તે દિવસ કહેલુંજ છે કે જ્યાં સુધી મારા ભાઇનું ચોકડું ન ગોઠવાય ત્યાં સુધી મારાથી નજ પરણાય માટે તેનું શું થાય ?

શીવજી૦:—જો એમજ છે તો જા. તને વચન આપું છું કે મારી પુત્રી લલીતા તારા ભાઇને આપીશ.

સમજકે પુરી થઇ તારા નસીબની રાત છે.

ને દિવસ ઉગ્યો જોઇલે એ અનુભવની વાત છે.

પ્રમીલાઃ—એમતો લખી આપો આ દસ્તાવેજ તૈયાર છે.

( નવાબ અંદરથી બુમપાડે છે )

નવાબ૦:—(અંદરથી) કયાં છે. કયાં છે. પેલો શીવજી શેવ ગાંડીઓ. અરે કોણ છે ઘરમાં બારણાં ઉઘાડો.

શીવજી૦:—અરર આવી પહોંચ્યો ઉસ્તાદનો અખાડો મારા નસીબનો પાડો. પ્રમીલા હવે મને કોઇ રીતે બચાવ નહિતો એ મારો દિકરો જમદુત મને જોઇને મારૂં ખુન કર્યા વિના રહેવાનો નથી.

લવજી૦:—એમતો ચાલો. પહેલાં સહી કરી આપો. પછી હું તમારો બચાવ કરી નાંખું.

શીવજી૦:—લાવ સહીં કરી આપું પણ હવે મને બચાવ બચાવ ( સહી કરી આપે છે. પ્રમીલા તેને એક સાડી ઓઢાડી આપે છે. )

પ્રમીલા૦:—લ્યો. હાલ તરતતો આ સાડી પહેરી મારી મા બની જાઓ.

શીવજી૦:—શું હું અને બાઇરી બનું. ઉફ્ એ મારાથી નહિ બને.

પ્રમીલા૦:—તોહું બારણાં ઉઘાડી આવું છું. મારાથી પણ તમને બચાવવાનું નહિ બને.

શીવજી:—બસકે મરજ સરીકે વૈદ્ય વૈરી. થઇ ગયો સાક્ષાત છે.
હું વળી બાઇરી બનું ? એ બીન અનુભવની વાત છે.

પ્રમીલા૦:—તો રહેવા દ્યો હું તો આ ચાલી.

શીવજી૦:—નહિ. નહિ. ઓ સુંદરી તારે માટે હું બૈરી બનવા પણ તૈયાર છું.

પ્રમીલા૦:—મારે માટે નહિ પણ તમારે પોતાને માટે સમેજ્યાને.

શીવજી૦:—ચાલ ભાઇ ચાલ. એમતો એમ. કોઇ રીતે આજે એ કાળ મુખા નવાબના પંઝામાંથી છટકી જવાય તો જાણે ગંગા નાહ્યા. એમજ થાય. (લુંગડું પહેરે છે). પ્રમીલા નવાબને તેડી લાવે છે).

ઇશ્ક કરતાં મરદ સૌ બૈરી થાતા સાક્ષાત છે.
શું હસોછો ભાઇઓ એ અનુભવની વાત છે.

( નવાબ ઝનુની વેષમાં દાખલ થાય છે. )

ઉફ્—કીદર હવ ઓ શીવજી. જીસકા મગજ વીફ્રેલ હય,
ઔર હવસમેં લપસી પડયા. જીસકા નસીબકા ખેલહે.

શીવજી૦:—(સ્વગત) મરી ગયોરે મારા બાપ.

નવાબ૦:—હેં એ કીસકા અવાજ અય ઓરત એ અમ્માજાન કોણુ હય.

પ્રમીલા૦:—એ તો મારી મા છે.

નવાબ૦:—ઓર. એ શીવજી શેવગાંઠીઆ કર્યા છે.

પ્રમીલા૦:–તે તો પ્રભુ જાણે. તમારી સાથે તકરાર કરી તે દિવસે ચાલ્યા ગયા પછી મેં તો એમને જોયાજ નથી.

નવાબ૦:–એ રોતી સુરત કયું હો ગઇ. કયાતું શીવજી કો ચ્હાતી હતી. જા અભી બાજુકે કમરે મેં બેસ મેં અભી આતા છું.

પ્રમીલા૦:–માતાજી ચાલો.

નવાબ૦:–અબે જા. તેરી માતાજી આવી આયગી. મેને ઉસકો કુછ સવાલ પુછના હય. (પ્રમીલા જાય છે).

શીવજી૦:–(સ્વાગત) હાય. હાય.

કયાં મળ્યો નવાબ આ ઇશ્કી અને કમ જાત છે.
છે કાળનો અવતાર એ અનુંભવની વાત છે.

નવાબ૦:–(સ્વાગત) હય. હય. એભી બાંકા કબુતર હય. (પ્રકાશ) અય જીગરે મન તું કાયકું મારાથી શરમાતી હય. બોલ તેરેકું કયા ચીજકી કમીના હય.

સમજકે બસ આજથી તકદીર તુજ ઉઘડેલ હય.
ઓર આજ પુરા ખુલ ગયા. તેરા નસીબકા ખેલહય.

શીવજી૦:–નવાબ સાહેબ મેં તો પ્રમીલાકી માતા હું.

નવાબ૦:–ઓર મેંભી તેરા ભાગ્યકા વીધાતા હું.

શીવજી૦:–મેરેકુ જાને દો.

નવાબ૦:–મેરેકુ સાથ આને દો.

શીવજી૦:–મેરેકુ શરમ લગતી હય.

નવાબ૦:–તુ મેરેકું ગરમ લગતી હય.

શીવજી૦:–મેરા પીછા છોડ દો.

નવાબ૦:–મેરી સાથ પ્રેમ જોડ દો.

શીવજી૦:-મેરેકુ માફ કરો.

નવાબ૦:-મેરા રસ્તા સાફ કરો.

( ભેટવા જતાં લુગડું નીકળી જાય છે. શીવજી ખુલ્લા થઈ જાય છે. )

હેં કોણ શીવજી શેવ ગાંડીઓ.

શીવજી૦:-અને આપ નવાબ પાન પટ્ટી પાન.

નવાબ૦:-બસ. અભી જીંદા નહિં છોડુંગા અબીતો ટાંગ તોડુંગા અને બીસ્કુટ ખીલાઉંગા.

## પ્રવેશ ૭મો.

(સ્થળ:-રાજમલનું દિવાનખાનું)

ભીમસિંહ તથા અમીરખાન

ભીમ૦:-શુ કરૂં ? ક્યાં જાઉં ? અમીરખાન. બતાવો, બતાવો કોઇ પણ માર્ગ છે કે નહિ ? રાતદિવસ જરા પણ મીંચાતા નથી. તો પણ મારાં નયન અંધ થઇ ગયા છે. મગજ જરા પણ વિચાર કરી શકતું નથી. અથવા વિચારોએજ મારા મગજને ઘેરી રાખ્યું છે, એને જરા ખસવા પણ દેતા નથી. મેવાડના જખમે જખમમાં જીભ ઉગી છે ને તે અવાજ કરીને મારા કાન ફોડી નાંખે છે!

અમીર૦:-નામદાર, મેં ઘણા વિચાર કર્યા; તમારી આ દશા જોઇ હું કંઇ પણ કરી નાંખું-કદિ પણ ન બને એવું કામ કરી નાખું એમ થાય છે. પણ શું કરૂં? બીજો કોઇ પણ રસ્તો સુજતોજ નથી.

ભીમ૦:—આ શી સ્થિતિ ? મેવાડના મહારાણાની આ કેવી કંગાલ અવસ્થા ? મારાથી ઉંઘાતું નથી—ને જમાતું પણ નથી. હું જીવું છું કે નહિ તે જાણે હું જાણતો નથી !

અમીર૦:—નામદાર, ખામોશ રાખો, શાંત થાઓ.

ભીમ૦:—શાંત ? શાંત થાઉં ? મારૂં ગરીબ મેવાડ ભૂખે મરી જાય, મારા મ્હોં આગળ મેવાડનું બાલક અન્ન વિના તૃષાથીને મૃત્યુ પામે ને હું શાંત રહું ?—હા ! તે દિવસનુ દૃશ્ય મારાથી નહિ ભુલાય. મૃત્યુ પછી પછી પણ એ છોકરો મારા નજર આગળ તરવર્યા કરશે !

અમીર૦:—અન્ન તે હવે મેવાડમાં ક્યાંથી હોય ? માનસિંહ ઘેરો નહિ ઉઠાવે ત્યાં સુધી બ્હારથી અનાજ કેવી રીતે આવી શકે

ભીમ૦:—માનસિંહ ઘેરો અનંતકાળ સુધી પણ નહિજ ઉઠાવે એમ લાગે છે.

અમીર૦:—ખુદાવંદ, શાહજાદીની શાદી એની સાથે નહિ કરશો ત્યાં સુધી તો એ ઘેરો નહિજ ઉઠાવે—ઉઠાવશે તો તે ઉદેપુર પર ચડી આવવાને.

ભીમ૦:—હવે ? હવે મારી કન્યા એને હું પરણાવું ? મારા મેવાડના હજારો મનુષ્યોને જેણે પાયમાલ કર્યા તેને હવે હું મારી પુત્રી પરણાવું—ને તે પણ એની ઇચ્છા ઉપરાંત ?

અમીર૦:—ત્યારે તો ખુદાવંદ, બીજો રસ્તો એજ નહિ !

ભીમ૦:—નથી ? નથી ? ઓ ઈશ્વર ! હવે એક પણ રસ્તો નથી ?

અમીર૦:—સિવાય કે—

ભીમ૦:—સિવાય કે શું ?

અમીર૦:—સિવાય કે—પણ, નામદાર એકની એક વાત કહેવાની મને આ માટે ફરજ પાડો છો ?

ભીમ૦:—(હોઠ કચરી) પણ એ એકજ ઉપાય છે ?

અમીર૦:—ઉપાય તો એકજ છે. આતસના ચીનગીરીથી મેવાડનો બાગ જળી રહ્યો છે, મેવાડનુ આસમાન પણ સળગી ઉઠવાની તૈયારીમાં છે. તે ચીનગારી હોલવાય નહિ તો એ આગ કેવી રીતે બુઝાય ?

ભીમ૦:—હોલવાય નહિ તો હોલવી નાંખવી એમજ કેની ?

અમીર૦:—હું એમ કહેતો નથી, પણ—

ભીમ૦:—પણ પ્રજા એમ કહે છે, મેવાડ એમ કહે છે, ઇશ્વર પણ એમ કહે છે

અમીર૦:—બીજો ઉપાય ન હોય—નથીજ—તો પણ એ કેમ લેવાય ?

ભીમ૦;—ત્યારે શું આ જોઇ રહું ?

અમીર૦ઃ૦આપણે બીજું કરી પણ શું શકીએ ? આપણે શું કરવાના હતા ? ખુદા જે કરાવવા માંગશે તેજ આપણે કરીશું. આપણે એના રમકડાંની છીએ. એ રમાડશે તેમ રમીશુ એ માગતો માંગતો હશે કે મેવાડે પાયમાલ થઇ જવું એની રઇયતે દુકાળના બોજા હેઠળ ચગદાઇ જવુ. એના ભિખારીએ રાણાના પણ મ્હોં આગળ મૃત્યુ પામવું તો તેમજ થશે

ભીમ૦:—હા, મેં શું કર્યું મારીજ નજર આગળ તે દિવસે પેલો છોકરો ભુખથી મરી ગયો ત્યારે ? હું જોઇજ રહ્યો કેની !

અમીર૦:—ખુદાવિદ એ ભૂખે મરી નથી ગયો. અન્ન એના મોં આગળ હતું. આપનાર ઉદેપુરના રાણા હતા. પણ તે એણે

માને ખાતર, માને જમાડવાને, સંતોષવાને માટે ન ખાધું. દશ દશ દિવસ થયાં ભુખ્યો હતો. તો પણ એને અડક્યો સરખો પણ નહિ. ને આખરે શહીદ થયો. મેવાડથી તો નોખા! એવા ભિખારીમાં પણ આઝાદી કરવાની આટલી તાકાત હોય છે!

ભીમ૦:–મેવાડનો એક ભિખારી–દશ દિવસનો ભુખ્યો કંગાલ ભિખારી દશ દિવસનો ભુખ્યો કંગાલ ભિખારી માને માટે ક્ષુધાની અસહ્ય પીડા સહન કરીને મૃત્યુ પામ્યો! માતૃભક્તિની વેદી પર પર એણે આત્માર્પણ કર્યું!–છોકરા! તું મારો ગુરૂ. મને યાદ દેવાડયું:–જનનીને માટે કોઇ પણ ભોગ આપતાં આનાકાની ના કરવી બસ, હવે મેવાડને મુક્ત કરવાને એક તો શું પણ અનેક પ્રાણ હોય તો તે પણ ખુશીથી હોમી દઇશ.

અમીર૦:–ગરીબ પરવર, શું કરશો? દુશ્મન સામે લડવા જશો?

ભીમ૦:–હા, મૃત્યુના મુખમાં ધસી જઇશ.

અમીર૦:–પણ તેમાં મેવાડને શો લાભ થશે? શાહજાદી શી રીતે ઉગરશે? નામદાર, રઇયત માંગે છે તે તમારી કુરબાની નહિ. મેવાડને ભોગ તમારો નથી જોઇતો, ખુદાને પરવા તમારી આઝાદીની નથી. તમે શહીદ થશો તેમાં કોઇનુ પણ ભલું નહિ થાય.

ભીમ૦:–પ્રજા તો કૃષ્ણાનું મૃત્યુ ઇચ્છે છે, મેવાડને ભાર એનો લાગે છે, ઇશ્વરને પ્રાણ એના જોઇએ છે; મારા નહિ. ઓ પ્રભુ! ઓ તારૂં એક બાળક આખા જગતને ભારે પડે છે? તારાં એ નિર્દોષ બાળકનું તું રક્ષણ નથી કરી શકતો?

અમીર૦:–એનાં અનેક બાળક કપાઇ જતાં એ જોઇ રહ્યો છે તેને બદલે.

ભીમ૦:—હા, હા. એનાં અનેક બાળકને માટે એ એક બાળ-કનો ભોગ માગે છે ખરૂં ને ? કૃષ્ણા ! એક તારે માટે—કેવળ લારાજ હસ્તને કાજે—આજે આ દારૂણ મર્મભેદક સ્થિતિ ઉપસ્થિત થઇ છે. તુ ન હોય—(વિચાર કરી) પણ એ હોય ને જગત શાંતિમાં રહે એવો રસ્તો નથી ?

અમીર૦:—બહુ વિચાર કર્યો નામવર, મગજ ભમી જાય એટલો વિચાર કર્યો પણ બીજો કોઇજ રસ્તો દેખાતો નથી. છતાં એ લેવાય પણ શી રીતે ?

ભીમ૦:—મેવાડ, મારા મૃત્યુથી તારૂં ભલું થતું હોય તો મારાં અંગેઅંગ તને હું ખુશીથી આંખમાં એક પણ આંસુ વિના કાપી આપીશ. પણ—પણ આ !—ઓ ઇશ્વર !

અમીર૦:—ખુદા તું ઇનસાનને શહેનશાહ બનાવે છે તેજ વેળા તેના ઉપર દયા કાં લેતો નથી કે તેને આવાં દુઃખ ખમવાં ના પડે !

ભીમ૦:—રાજ આપ્યું તો હૃદય પણ કેમ આપ્યું ? વિધાતા, લલાટ પર આવા લેખો લખ્યા તો હૃદયનાં ઝરણાં સુકવી કાં ન નાખ્યાં ?—અમીરખાન ! એજ રસ્તો લેવો રહ્યો ?

અમીર૦:—નામદાર, હવે તો આસમાનમાંથી ખુદા ઉતરી આવીને રસ્તો બતાવે ત્યારે !

ભીમ૦:—રાણી પાસે જોહાર કરાવું—કૃષ્ણાને પણ જોહાર કરવાનું કહું ને પછી હું કેસરીયાં કરૂં !

અમીર૦:—ખુદાવંદ, એમ કરશે તો પણ શાહજાદી બચવાની નથી ઉલટું એકની સાથે અનેકના જાન જશે ! એના કરતા તો—

ભીમ૦:—શું ?

અમીર૦:—એકલી શાહજાદી—

ભીમ૦:—એકલી કૃષ્ણાને—ના ! ના ! અમે, હું રાણી ને કૃષ્ણા ન્હાસી જઇએ જંગલમાં ભટકીને દિવસ પુરા કરીશું.

અમીરસ:—ન્હાસીને ક્યાં જશો ? દુશ્મનની છાવણી વટાવીને જશો પણ કેવી રીતે ? ને તમે જશો તો તમારા મેવાડની શી દશા થશે ?

ભીમ૦:—અનેકને ખાતર એકનો ભોગ આપવો એ ખરૂં, પણ હું એનો પિતા છું ! ઓ પ્રભુ ! મારાથી એ વાતનો ઉચ્ચાર પણ કેમ થાય ?

અમીર૦:—(ગાઢ વિચારમાં ઉભો રહે છે) નામદાર, પોતાની દુખ્તરની કુરબાની કરવાનું કામ આપણા જેવા ઇનસાનથી કેમ થાય ? એને માટે તો પોતાની રૈયતને ખાતર જીગરના ટુકડે ટુકડા કરીને તેને દૂર જંગલમાં ફેંકી દઇ પોતાના નુરચશ્મ બાળકની પણ કુરબાની કરવા તયાર થઇ જાય, વતનની ધુળ પણ સલામત રાખવાને પોતાના ઘરબાર મ્હેલ બધું તોડી નાંખવા ઇન્તેજાર થાય, દેશને એક પળનુ પણ સુખ મળતુ હોય તો પોતાના આખા કુટુંબ સાથે દોજખના ઉંડા ગારમા પડવાને તૈયાર થાય તેવા ફરિશ્તા શહીદો જોઇએ ! રૈયતના ચુરેચુરા થઈ જતા હોય, મેવાડ દેશને બદલે દોજખ બની જતુ હોય. દુનિયાની સપાટી પરથી આખુ રજપુતાના નાબુદ થઇ જતુ હોય તો પણ શુ ?—ને નહિ તોયે શાહજાદીને દુઃખજ ખમવાના હોય—વાઘ—વરૂએ ભયંકર એવા સાનસંહના તાબામાં પડવાનું, અથવા અનેક રજપુત નાજનીનોને લઇને ચિતાની આગમાં જીવતા બળી મરવાનું છેજ ! તોપણ—તોપણ લગારેજ દુઃખ ખમવું પડે ને પછી હંમેશ માટે —કયામત સુધી નીરાંત થઇ જાય એવો ઉપાય તમારાથી કેમ લેવાય ? એકજ પ્યાલાથી આખી

મેવાડની–તમારી દુખ્તરની આગ હોલવાઇ જાય એમ હોય તો પણ એવો પ્યાલો આપણાથી એના આગળ કેમ ધરાય?

ભીમ૦:–(ગાંડા પેઠે) બસ! હૃદયમાંથી ભીમસિંહને–કૃષ્ણાના પિતાને ચીરી નાંખું છું. હું કૃષ્ણાનો પિતા નહિ, પ્રજાનો પાલક, મેવાડનો રાણો! મારે બીજા કોઇ જોડે સંબંધ નહિ—કૃષ્ણા! તારૂં લલાટ વિશાળ છે. પણ તના પર વિધિને લેખ લખતાં ન આવડયાં! તારૂ એ વિશાળ લલાટ એને ન્હાનું પડયું! તારાં આયુષ અધવચજ–જીવનના મધ્યાન્હમાંજ એને ટુંકાવવા પડયા! ને તે પણ ઘોર, અમાનુષી રીતે! ભગવાન રામચન્દ્ર! જે માટે તમે તમારી હૃદયરાણી સીતા દેવીને શૂન્ય વનમાં અસહ્ય છોડી દીધી, તેજ માટે આજે હું એ શૂન્યથીયે વધુ શૂન્યમાં, મૃત્યુના અજ્ઞેય અઘોર પ્રદેશમાં, મારૂં સર્વસ્વ–મારૂં જીવન–મારી કૃષ્ણાને છોડી દઉં છું! મેવાડ! તારી યજ્ઞવેદી પર પુત્રી–હોમ કરવા તૈયાર થયો છું.

અમીર૦:–નામદાર, આસમાનના રંગો ઉખડી જશે. આફતાબને ચંદ બુઝાઇ જશે, દુનિયા પર વખતની સફર પૂરી થઇ જશે, ત્યાં સુધી તમારૂં નામ તવારીખ આસમનની રંગોઝા વડે, આફતાબને ચાંદની રોશનીની અંદર વખતના એકેએક કકડા પર ઉજળા અક્ષરે ચીતરશે. પણ તમને એમ કરવાની હું પાડતો નથી; દિન પર દિન હજારોની સંખ્યામા કપાઇ જતી તમારી રૈયત પાડે છે, વિના વાંક રંગાઇ જતું તમારૂં વતન પાડે છે, પોતાના અનેક બાળકને રહેંસાઇ જતા જોઇ જોઇ ચશ્મ ભીંજાઇ ગયા છે એવો ખુદા પાડે છે!

ભીમ૦:–નથી ખમાતુ, નથી ખમાતુ આ મારાથી! આ ટલા ન્હાના સરખા હૃદયમાં કેવું તોફાન, કેટલો કોલાહલ, કેટલા ઝઝા-

નાથ! પ્રભુ! નાની સરખી નાકામાં આખો સમુદ્ર ભરાઇ ગયો છે એ કેમ ખમાય? આટઆટલા ભોગ લીધા તો પણ દેવી! હજી તારૂં ખપ્પર ન ભરાયું? આટઆટલા ક્ષત્રિયોનું રુધિર રેડાયું તોયે મેવાડ! હજી તારી તૃષા તૃપ્ત ન થઇ? આટઆટલા બલિદાન હોમાયાં તો પણ જગત! હજીયે તારા યજ્ઞ અધુરાજ રહ્યા? (હોઠ દબાવી) ભલે! જો મારા હૃદયભંગથી મેવાડનું ઐક્ય સધાતું હોય, જો મારા શોકથી પ્રજાનું હિત થતું હોય, જો મારી અશાંતિમાં જગતની શાંતિ રહેલી હોય, તો મેવાડ! તારે ખાતર, પ્રજા! તારે માટે જગત! તારે કાજે હૃદયનું એક અંતિમ બંધન, સ્નેહનો એક છેલ્લો પાશ, ભાવની એક અમોઘ ગ્રંથિ તોડું છું!

અમીર૦:–(સ્વગત) બસ થઇ ચુક્યું! કૃષ્ણા! તારા દિવસ હવે ભરાઇ ચુક્યા! (પ્રકાશ પણ નામદાર, તમે એ શી રીતે કરશો?

ભીમ૦:–શી રીતે? સરોવર કમળને ગળી જાય તે રીતે; ગગન સૂર્યને ચાવી જાય તે રીતે, તરુવર કુસુમનો ભક્ષ કરી જાય તે રીતે!

અમીર૦:–ખુદાવિંદ, તમારો હુકમ હોય તો (જરા મુગો રહે છે.)

ભીમ૦:–તો શું?

અમીર૦:–મારી પાસે સહેલો છે.

ભીમ૦.–શું?

અમીર૦:–મારી કને કાતિલ ઝેર છે. તે પાણીમાં ઓગાળીને કૃષ્ણા પાસે એને મોકલાવો

ભીમ૦:–મારાથી કંઇ નહિ થાય. તમારે ફાવે તે કરો. તમે જાઓ ... ... પાસે

અમીર૦:–(એક પ્યાલામાં પાણી લઇ તેમાં પોતાની પાસેની ભુકી મેળવતાં) નામદાર, મારા હાથ ધ્રૂજે છે. મારાથી પણ આ કામ થતું નથી મારૂં જીગર ફાટી જતું હોય એમ લાગે છે!

ભીમ૦:–( એકદમ અમીરખાન તરફ ધસી જઇ) છોડી દે! ફેંકી દે એ પ્યાલો, ઢોળી નાખ એ પાણી!

અમીર૦:–( આઘો ધસી જઇ) નામવર એમાં કંઇ મારે નિસ્બત નથી. હું તો તમારા હુકમથી કરતો હતો! મેવાડ જાય જહન્નમમાં! મારે શું? મેવાડ આખું ખાખ થઇ જાય ને એની ખાખ પણ આટલા પ્યાલામાં ઓગળી જાય. તમારા મ્હોં આગળ મેવાડના રજપુતોના ખુર્દેખુર્દા ખડાય માનસિંહ જોરજુલમથી શાહજાદીને દોજખની આગમાં સળગાવી દે તો પણ મારે શું?

ભીમ૦:–તારે કરવું હોય [illegible]ે કર, મને જવા દે. મારાથી એ નહિ જોવાય?

પ્રતિહારી :–( પ્ર[illegible]તે) મહારાજ સંગ્રામસિંહ આપને મળવા માગે છે

ભીમ૦:–અત્યારે નહિ, જા ના કહે એને

અમીર૦:–સંગ્રામસિંહ ના, ના. નામદાર એને બોલાવો; એનું ખાસ કામ છે. (પ્રતિહારીને) જા, એને હાજર કર.

પ્રતિહારી :–( ભીમસિંહ સ્હામું જોઇને ) મહારાજ, બોલાવું?

ભીમ૦:–( અમીરખાન તરફ જોઇ રહે છે.)

અમીર૦:–જા, બોલાવી લાવ, મહારાણાને ખાસ કામ છે?

( પ્રતિહારી જાય છે )

ભીમ૦:–અમીરખાન. એને કેમ બોલાવો છો? મારી આવી સ્થિતિ જોવડાવવા?

અમીર૦:—નામદાર, એ ઘણો નિમકહલાલ આદમી છે, મેવાડ એને બહુ વ્હાલું છે. એની મારફત આપણે આ શહાજાદીને મોકલાવી શકીશું. બીજા કોઇથી એ નહિ થાય? તમે એને કહેજો, હુકમ કરજો—

ભીમ૦:—હું એને કહુ? આ બધી વાત એને કહું?

અમીર૦:—પ્યાલા શહાજાદીને આપી આવવાનોજ હુકમ કરજો બીજું કંઇ કહેતા નહિ.

( સંગ્રામસિંહ આવે છે ને નમન કરીને ઉભો રહે છે )

ભીમ૦ :—સંગ્રામસિંહ, તમારૂં એક કામ છે—

સં૦:—મહારાજ તમારી આજ્ઞા શિરને સાટે છે.

ભીમ૦:—મેવાડ વ્હાલું હોય, પ્રજાની લાગણી હોય તો આ પ્યાલો કૃષ્ણાને આપી આવો ને એને કહેજો મેવાડને યાદ કરીને તારા પિતાએ મોકલેલું આ પ્યાલું તું પી જા!

સં૦:—( રાણા તથા અમીર૦ તરફ વારાફરતી જોઇ ગભરાટથી ) પણ મહારાજ એમાં છે શું?

ભીમ૦:—સંગ્રામસિંહ તે જાણીને તમારે શું કામ છે? તમને કહ્યું તે કરો તે કરો તો મેવાડ પર મ્હોટો ઉપકાર કરશો (સ્વગત) હવે અહિં વધારે ઉભો રહીશ તો મારાથી એ પ્યાલો મોકલાવાશે નહિ! મારાથી ઉભા રહેવાતું નથી! ( ચાલ્યા જવા માંડે છે)

સંગ્રામ૦:—મહારાજ! મહારાજ!! એક વાત—

(પાછું જોયા વગર ભીમસિંહ ચાલ્યો જાય છે.)

સંગ્રામ૦:—અમીરખાન! બોલો ઇશ્વર ખાતર કહો આમાં શું છે?

અમીર૦:– સંગ્રામસિંહ, મહારાણાએ તમને ફરમાવ્યું હોય તે કરો. મને શા માટે પૂછો છો ?

સંગ્રામ૦:–તો ગમે તે થાય હું એમાં શું છે તે જાણીશ નહિ ત્યાં સુધી અહિંથી ખસવાનો પણ નથી.

અમીર૦:–સંગ્રામસિંહ ! યાદ છે તે દિવસ-મને શું કહ્યું હતું ને ? મેવાડની રાજકુંવરી તરફ હું નજર પણ કરૂં તો મારી આંખ ફોડી નાંખવાની ધમકી આપી હતી તે સાંભરે છે ! આજે આંખનો શું પણ જાન સુદ્ધાં કોનો જતો રહે છે તે જોજો ! આમાં ઝેર કાતિલ ઝેર છે !

સંગ્રામ૦–(ચમકીને)–કૃષ્ણાને માટે ? એના પિતાજી જાતે તે આપવાનું કહે ?

અમીર૦:–ખાત્રી ના થતી હોય તો એની અસર થાય ત્યારે જોજો !

સંગ્રામ૦:–(કટાર કાઢી અમીરખાન પર ધસી જાય છે) નીચ ! અધમ ! !

અમી૦:–વાહ, સંગ્રામસિંહ વાહ ! હથિયાર વગરના આદમી પર હુમલો સારો કરી શકો છો !

સંગ્રામ૦:–કાઢ તરવાર ! તારીજ શિખવણીથી આ થયું છે !

અમીર૦:–સંગ્રામસિંહ તોફાન કરવાની જરૂર નથી. આ રણમેદાન નથી પણ રાજમ્હેલ છે. નોકરો દોડી આવશે.

સંગ્રામ૦:–જાઉં મહારાજને સમજાવું કૃષ્ણા કુમારીને ચતાવું, મહારાણીને કહું—

અમીર૦:–મહારાજ તમારી વાત સાંભળશેજ નહિ, તમને મળશેજ નહિ ને કદાચ તમે એને સમજાવશો તે પ્હેલા તો આહ-

જાદીએ આ પ્યાલુ પી પણ લીધું હશે. ને શહાજાદીને ચેતવવાની શી વાત કરો છો? રજપૂત થઇને હજી રજપૂતાણીને ઓળખતા નથી? પિતાની આજ્ઞા ખાતર દેશની આબાદીને માટે એ જાન કુર્બાન કરવા તરત તૈયાર થઇ જશે!

સગ્રામ૦:—મારે હાથે? હું એને ઝેર આપું? હુ ચાલ્યો જઇશ, મહારાજ નહિ માને તો એની સ્હામે થઇ. જોઉં મને કોણ અટકાવે છે?

અમીર૦:—તમે નહિ તૈયાર થાઓ તો બીજાં ઓછા માણસ છે? કોઇને કોઇ પણ તૈયાર થશે.

સગ્રામ૦:—(વિનવતો) અમીરખાન! અમીરખાન! લો આ કટારને ભોકી દો મારી છાતીમાં! મહારાણી અટકાવો કૃષ્ણાને બચાવો એને ઉગારો કોઇ પણ રીતે! હું ઇશ્વરના તમારા પર આશિષ ઉતરશે. હું તમારો ગુલામ થઇશ. યવનનું દાસત્વ સ્વીકારીશ. હું જાણું છું મહારાજ તમારા સિવાય કોઇનું સાભળના નથી.

અમીર૦:—(તિરસ્કારથી) સગ્રામ! મને તે દિવસે બાગમાં તેજ ધમકી આપી હતી હવે તુ મારી પાસે કાલાવાલા કરે છે કેમ? પણ અમીરખાન થએલું અપમાન ભૂલતો નથી! એ તો વ્યાજ સાથે બદલો લે છે!

સગ્રામ૦:— મારે ખાતર કાલાવાલા કરતો નથી. કૃષ્ણાને માટે કરગરૂં છું,

અમીર૦.—સાભળ હજી બાકી છે; કૃષ્ણાંનો મે હાથ માગ્યો હતો પણ એણે મારો તિરસ્કાર કર્યો મળે ધુતકારી કાઢયો પણ મે પણ લીધું છે કે જો એ નાજનીન મને નહિ માને તો સારી આલમમાંથી કોઈ પણ આદમી એને નહિ મેળવી શકે! બીજી મેં

તમારા લયલા મજનુના ખેલ જોયા! મારો શિકાર તું પડાવી જવા માગે છે કેમ? હવે કબ્રસ્તાનમાં લયલા મજનૂના કિસ્સા કરજો! મજનૂ! તારી લયલાને વાસ્તે તૈયાર કરેલું આ જામે શરાબ છે! જા, આપી આવ એ તારી મહેબૂબને! અઝદાને છેડી આદમી બચી શકયો હશે. સિંહના મ્હોમાંથી શિકાર પડાવી જઇને ઇનસાન છટકી શકયો હશે પણ અમીરખાનના હાથમાંથી વસ્તુ ઝુટવીને કોઇ ગયો નથી.

સંગ્રામ૦:–(સ્વગત) હવે આને કંઇ પણ કહેવું તે વ્યર્થ છે. એના કરતા કૃષ્ણાને આપવાને બ્હાને આ પ્યાલું લઇ જઇને અધવચ ઢોળી નાંખું. (પ્રકાશ) ઓ ઇશ્વર! આખરે એમજ કરવું પડવાનું! (પ્યાલો ઉપાડી) કૃષ્ણાકુમારી, માફ કરજે. ન છૂટકે મારે કરવું પડે છે! (જાય છે ન જાણે એમ પાછળ પાછળ જાય છે)

(દૃશ્ય પરિવર્તન.)

(કૃષ્ણાકુમારી નેપથ્યમાંથી ગાતી સંભળાય છે. હાથમાં પ્યાલું લઇ સંગ્રામ૦ અને પાછળથી સંતાતો અમીરખાન પ્રવેશ કરે છે.)

સંગ્રામ૦:–ગા! ગા! કોયલ! અનંતકાળ સુધી ગાયા કર, આખા બ્રહ્માણ્ડને ડોલાવતો એ ટહુકો હું અટકાવું? કદી નહી! (પ્યાલું ઢોળી નાખવા જાય છે. અમીરખાન એકદમ અટકાવી પ્યાલું પોતાના હાથમાં લઇ લે છે).

અમીર૦:–સબૂર સંગ્રામસિંહ! અમીરખાન એવી રીતે છેતરાશે નહિ, સમજ્યા?

સંગ્રામ૦:–(ચમકીને) નીચ! શયતાન! તું મારી પાછળ પાછળ આવ્યો? ચાલ્યો જાઉં છું. મેવાડ છોડીને જતો રહું છું, કોણ અટકાવે છે? હું કૃષ્ણાને આ લ્હાણું આપું? (જવા માંડે છે)

અમીર૦:–જાઓ, સંગ્રામસિંહ ફાવે ત્યાં જાઓ. હું પોતેજ આ પ્યાલો આપી આવું છું, (બારણું ઉઘાડવા જાય છે.)

સંગ્રામ૦:–(પાછો ફરી, અમીરખાન, અમીરખાન! કોઇ રીતે નહિ અટકો? જે કામ કરતાં પત્થરનું દિલ પણ પીગળી જાય, વજ્રનું હૈયું પણ ફાટી જાય તે કામ કરતાં પણ આચકો નહિ ખાઓ? તમારે પગે પડું–જે મસ્તક ઇશ્વર કે મહારાણા સિવાય કોઇની આગળ નમ્યું નથી તે મસ્તક હું તમારે ચરણે ઝુકાવું! કહેશો તો કૃષ્ણાને અઘોર જંગલમાં, શૂન્ય વનમાં મૂકી આવીશ, હું પણ દૂર દેશ ચાલ્યો જઇશ પણ—

અમીર૦:–ખસ! (બારણું ખખડાવે છે, અંદરથી કૃષ્ણાનો અવાજ સંભળાય છે:–કોણ છે એ?)

સંગ્રામ૦:–(એકાએક નિશ્ચય કર્યો હોય તેવી રીતે) લાવ એ પ્યાલું! (પ્યાલું! ઝુંટવી લઇને એક ઘુંટડે પી જાય છે.)

(પાસેથી કરમાઇ ગએલું ફુલ કાઢી) સુમન! તું હવે છેક કરમાઇ ગયું છે; જીવન પણ હવે કરમાઇ જશે, મારા જીવનની પેઠે સુવાસ તારામાંથી ક્યારનીયે લુપ્ત થઇ ગઇ છે! હવે આપણે બે સાથેજ અહિં પંચતત્વમાં ભળી જઇશું—

ઓ પ્રભુ! મારી જીંદગી લઇને કૃષ્ણાની જીદગી બચાવજો; એનો વાળ પણ વાંકો ન થાય એમ કરજો! (ઝેરની અસર થવા માંડી હોયસ) ઓ!

અમીર૦:–સંગ્રામસિંહ! આ શું કર્યું? કંઇ નહિ હમણા તો તેં મારી મારી બાજી ધુળમાં મેળવી પણ હજી તક ઘણી મળશે (ચાલ્યો જાય છે.)

(કૃષ્ણાકુમારી પ્રવેશ કરે છે.)

કૃષ્ણા૦:—કેમ કોઇ બોલતું નથી ? (સંગ્રામસિંહને જોઇ) કોણ ? સંગ્રામસિંહ ? તમે મને બોલાવતા હતા ?

સંગ્રામ૦:—(તુટતે અવાજે) કૃષ્ણા ! તું—સ્વપ્નામાં...મેં—તને હંમેશનું કહી છે. આજ છેલ્લું મ્હારૂં સ્વપ્નું આવે તે પ્હેલા એક વાર હું ફરીથી તને તું કહું

કૃષ્ણા૦:—( બહુજ વિસ્મય પામી ) સંગ્રામસિંહ ! પણ થયું છે શું ?

સંગ્રામ૦:- અમીરખાન—તમારા પિતા—

કૃષ્ણા૦:—તેનું શું ?

સંગ્રામ૦:—(છેલ્લો પ્રયત્ન કરી) ચેતજે—ઝેર—ઓ ! ( બોલાવા જાય છે પણ બોલાતું નથી. આંચકો ખાઈ પડી જાય છે ને મૃત્યુ પામે છે )

(સ્તબ્ધ થઇને કૃષ્ણા કુમારી જોઇ રહે છે )

( પડદો પડે છે )



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળઃ—રાજમહેલનું દિવાનખાનું.

(ભીમસિંહ પ્રવેશ કરે છે.)

ભીમસિંહ૦:-(નખ હાથમાં પેસી જાય એવા જોરથી મૂઠીવાળી મેં શું કર્યું ? અરે! દેવીને શું મ્હોં બતાવીશ ? જાણે દીપક હોય એમ ફુંક મારીને એને હોલવી નાંખી-(બારીમાંથી દેખાતા સૂર્યને જોઇ ગાંડા પેઠે) જતો રહે દિવાકર ! સહસ્ત્રરશ્મિ તારી હજારે હજાર કલા ઝાંખી કરી નાંખ ! બુઝાઇ જા ભાસ્કર ! મેવાડના આકાશમાંથી હમેશને માટે ગૂમ થઇ જા ! તારાજ વંશજે-સૂર્યવંશના રાણા ભીમસિંહે પુત્રીને-નિર્દોષ સુકુમાર બાલિકાને વિષનો પ્યાલો મોકલ્યો ! તું કયા હતો ત્યારે ? તારા હજાર હાથ વડે મને કેમ રોક્યો નહિ ? તારા પ્રખર તાપથી મેવાડને ભસ્મ કેમ ના બનાવી દીધું ? હવે શું મ્હોડું લઇને આકાશમાં ચમકી રહ્યો છે ! તારા કુળની કીર્તિ ધોવાઇ ગઇ ! તારા વંશજો પુત્રીઘાતક ઠર્યો ! આકાશને સળગાવી કેમ નથી દેતો ? અથવા તું પણ તારી પુત્રીનો ઘાત કયાં નથી કરતો ? તારાથીજ ઉત્પન્ન થએલી ઉષાને તુંજ કયાં નથી હણતો ? ઓ આકાશ ! તૂટી પડ આ પૃથ્વીપરને રસાતળમાં કુહાડી દે એને ! જગતના જ્વાલામુખીઓ ફાટો ! ને તમારો

હોય તેટલો અગ્નિરસ છોડી મૂકો, ઝંઝાવાત ! પૂર્ણ પ્રતાપથી તમે જગતનો નાશ કરવા તૈયાર થઇ જાઓ ! ઓ મેઘ ! સહસ્ત્રાધારે તૂટી પડ ને તારી પ્રલયરેલમાં મારા હૃદયની જ્વાળા શાંત કર ! વસુંધરા ! ફાડી નાંખ તારૂં ઉદર ને જગતને ગળી જા ! પ્રલયકાળ આવી પહોંચ્યો છે. પિતાઓએ પુત્રીના ખુન કરવા શરૂ કર્યાં છે ! ક્યાં છે ઇશ્વર ? એ ક્યાં ભરાઇ ગયો છે ? બ્હાર કાઢો એને ને બતાવો જો ! તારા ઘડેલાં માનવીઓ કેવાં કાર્ય કરી રહ્યાં છે ! શયતાન ! હવે તને શો ભય છે ? આવ, મારી પાસે. હવે તારામાં ને મારામાં શો ભેદ રહ્યો છે ! નરકના નાથ ! તમારા નરકમાં (પોતાનુ હૃદય બતાવી) આવો અગ્નિ કદિ પણ સળગ્યો હતો ? તમારે ત્યાં પણ નહિ હોય એવો અગ્નિ મારી પાસે છે. એ અગ્નિ ને હુ ! બીજું કોઇ નહિ, કોઇ મારો મિત્ર નહિ, કોઇ જોડે માર સહચાર નહિ. બસ ત્રિકાલ સુધી હું ને આ અગ્નિ બે સાથેજ ફરીશુ મારી ચિતાના ભડકા પણ એ અગ્નિની જ્વાલા આગળ ફીકકા થઇ જશે. યમદેવ પણ એની જ્વાલાથી ત્રાસી ઉઠશે ! (ગાંડપણ ભર્યું હસીને) હા, હા, હા હવે મારે કોની ગરજ છે ? આ અગ્નિજ્વાલા મારા હૃદયમા છે ત્યા સુધી મારી પાસે આવવાની કોણ હિંમત કરી શકશે ? આ ભીમસિંહ—ના, ના, હવે હું ભીમસિંહ નથી. ભીમસિંહ તો એ જ્વાળામા બળી ગયો—પ્હેલાનુ મારૂં સર્વ સળગી ગયુ ! હવે હું ભીમસિંહ નથી, હું મેવાડનો રાણો નથી, હુ રજપૂત નથી. હું આ જગતનો નથી. મારા જગતમાં હું ને આ અગ્નિ બેજ છીએ ! ( મ્હેલનો થાભલો હચમચાવવાનો પ્રયત્ન કરતા ) મેવાડના થાંભલે થાભલા તોડી નાંખીશ, એના પ્હાડે પ્હાડના ચુરા

કરી નાંખીશ ! જોઇએ મને કોણ અટકાવે છે. (થાકી ગયો હોય તેમ બેસી જાય છે.)

(રાણી પ્રવેશ કરે છે.)

રાણી૦:—મહારાજ ! કેમ બોલતા નથી ? (પાસે જઇને) શું થયું છે તમને ?

ભીમ૦:—દેવી ! અડકતી નહિ મને, આઘી જા !

રાણી૦:—(ગભરાઇને) મહારાજ, તમારી તબિયત ઠીક નથી ! બોલાવું કોઇને ? કૃષ્ણાને બોલાવું ?

ભીમ૦—કૃષ્ણાને ? કૃષ્ણાને ક્યાંથી બોલાવશો ?

રાણી૦:—કહો તો એ ઉપવનમાં ગઇ છે ત્યાંથી બોલાવી મગાવું

ભીમ:—(બહુજ આશ્ચર્યથી) ઉપવનમાં ગઇ છે ! તને કોણે કહ્યું ?

રાણી૦:—મને કહીને હમણાંજ ગઇ.

ભીમ૦:—(સ્વગત) હે ! ત્યારે કૃષ્ણા હજી જીવે છે ! (હાથથી માથું દાબી) ઓ ઇશ્વર ! તારો બહુ ઉપકાર થયો. હા ! હું કેટલો અકળાઇ ગયો હતો ! એ બચી ? શી રીતે ? જાણે મારા હૃદયપરથી પર્વત ખસી ગયો હોય એટલી નીરાત થઇ. (પ્રકાશ) મારે કૃષ્ણાની કંઇ જરૂર નથી.

રાણી૦:—મહારાજ, હુ આપને એક વાત પૂછવા આવી છું.

ભીમ૦—(સ્વગત) પૂછવા ? ત્યારે એ જાણી ગઇ ? ઓ, ઇશ્વર ! હુ એને શું જવાબ દઇશ ? (પ્રકાશ) દેવી, તું કઇ વાત પુછવા માગે છે ?

રાણી૦:—મહારાજ, બહુ અજબ ઘટના બની છે.

ભીમ૦:—(ગભરાઇને) હેં ? શું થયું છે ? દેવી ! શું બન્યું છે?

રાણી૦:—મહારાજ, સંગ્રામસિંહને કોઇએ ઝેર પાયું !

ભીમ૦:—હેં ! ઝેર પાયું ? એ કંઇ બોલ્યો ?

રાણી૦:—મહારાજ, કૃષ્ણાકુમારીને એ કંઇ કહેવા આવ્યો હતો. પણ બીજું એનાથી કંઇ કહેવાયું નહિ. માત્ર એ અમીરખાન તથા તમારૂં નામ મરતી વેળા બોલી શક્યો એમાં શો ભેદ છે ?

ભીમ૦:—[સ્વગત] હવે સમજાયું કૃષ્ણા કેમ બચી તે. કૃષ્ણાને બદલે સંગ્રામસિંહ માર્યો ગયો. દેવીને કહું બધી વાત ?—ના, ના. હવે થઇ ગયું તે થઇ ગયું. એના પર વિસ્મરણનો અભેદ્ય પડદો ઢંકાઇ જાય એટલે બસ !

રાણી૦:—મહારાજ, એમાં શું રહસ્ય છે ? કેમ બોલતા નથી. મને આજ તમારી તબિયત પણ ઠીક હોય એમ લાગતું નથી.

ભીમ૦:—દેવી ! હું વિચારમાં પડી ગયો છું. મને કંઇ સૂજતું નથી. મારૂ મગજ બ્હેર મારી જતું હોય એમ લાગે છે.

રાણી૦:—તમારૂં નામ એણે કેમ દીધું હશે ?

ભીમ૦:—હું પણ તેજ વિચાર કરૂં છુ. કદાચ અમીરખાન સંબંધી એને કંઇ મને કહાવવુ હશે. [સ્વગત] દેવી ! માફ કરજે. જીંદગીમાં આજ પ્હેલીવાર તને છેતરૂં છું.

રાણી૦:—અમીરખાને એને ઝેર પાયું હશે ?

ભીમ૦:—અમીરખાનને એના પર વેર હતું !

રાણી૦:—વેર ના કંઇ જાણ્યામાં નથી.

ભીમ૦:—ત્યારે એને ઝેર દેવાનું કારણ પણ શું ?

રાણી૦:—રામ જાણે મહારાજ, પણ આનું કંઇ સારૂં પરિણામ આવવાનું હોય એમ લાગતું નથી ! રાજમહેલમાંજ રાજાના વિશ્વાસુ સરદારને ઝેર આપવામાં આવે એ સાધારણ બીના નથી. કાલે ઉઠીને કોઇ બાજાનેજ ઝેર આપવામાં નહિ આવે તેની શી ખાત્રી ?

ભીમ૦:—દેવી ! નિશ્ચિંત રહે. હું એની તપાસ કરીશ.

રાણી૦:—મહારાજ, જે કરો જે ખાઓ પીઓ તેમાં બહુજ સંભાળ રાખજો. મને કોણ જાણે કેમ બહુ ભય લાગ્યાં કરે છે. આ વાત સાંભળી છે ત્યારનું હૈયું કહ્યું કરતુ નથી. કોઇ ભારે અનિષ્ટ થવાનું હોય એવી શંકા થયા કરે છે ! (નિસાસો નાંખી) કોણ જાણે શું હશે ? પણ હૃદય પર સો મણનો પત્થર પડયો હોય એટલો ભાર લાગે છે. હુ જાણુ છું કે મારે તમને હિંમત આપવી જોઇએ, તમારૂં સાંત્વન કરવું જોઇએ. પણ મહારાજ, આખરે અબળા જ કેની ! આ વાત સાંભળી છે ત્યારનું મનમાં કઈ કઈ થાય છે.

ભીમ૦:—દેવી ફીકર ન કરતી. મને કોઇપણ પ્રકારનો ભય નથી. સંગ્રામસિંહના કોઇ વેરીએ એનું ખૂન કરાવ્યું હશે. પણ આપણને કોઇ શા માટે મારી નાંખવાને ઇચ્છે ? ગભરાઇશ નહિ. મારનાર કરતા તારનાર મ્હોટો છે. ને હુ આજેજ અમીરખાનને બોલાવી આ બાબતમાં યોગ્ય તપાસ કરીશ. પણ અત્યારે તો હું લગાર આરામ લઇશ. તબિયત બરાબર લાગતી નથી.

રાણી૦:—મહારાજ, વૈદ્યને બોલાવું

ભીમ૦:—ના, ના. મારે ફકત આરામની જરૂર છે, બીજું કંઇ નથી, અતિશય ચિંતાથી મગજ થાકી ગયુ છે.

રાણી૦:—મહારાજ, હુ જાઉં છુ. પણ સાવધાનતા રાખવાનુ ચૂકશો માં ! જ્યાં જાઓ ત્યાં અંગરક્ષક સાથે રાખીને જજો ! જમીન પર પગ મુકો તે પણ તપાસીને મુકજો ! હથિયાર વગર મ્હેલમા પણ ફરતા નહિ ! ને મહારાજ, ખાવાપીવામા તો બહુજ સંભાળ રાખજો !

ભીમ૦:—તું કોઇ વાતે ફીકર રાખીશ નહિ. મને કંઇ થવાનું નથી.

[બન્ને જાય છે.]

## પ્રવેશ ૨ જો.

(અમીરખાન પ્રવેશ કરે છે.)

અમીરખાન૦:—કૃષ્ણા! એક વખત તું બચી ગઇ. તારે માટે તૈયાર કરેલું કફન સંગ્રામસિંહે ઓઢી લીધું પણ ફીકર નહિ. જે થયું તે ઠીકજ થયું છે. તને આપવાને બદલે સંગ્રામસિંહે ઝેર પી લીધું. એ રજપૂત પણ જબરો નીકળ્યો. પણ હવે મારી વચ્ચે આવે એવું કોઇ રહ્યું નથી ભીમસિંહને તો મેં દીવાનો બનાવ્યો છે. તારો મજનૂ ગયો લયલા, હવે તું પણ જા! સાકીએ તારે માટે તૈયાર કરેલું જામ ભલે પ્હેલાં એ પી ગયો પણ અહિં જામના શા તોટા છે? તારે માટે બીજું જામ તૈયાર કરાવું. પછી એ જામ પીને ભલે કબ્રમાં સુતી સુતી તું કયામત સુધી ઇશ્કના ખ્વાબ જોયાંજ કરજે.

ગાયન ૧૯ મું.

પણ ભીમસિંહ કહેતુ કે નહિ કે કૃષ્ણા એ સંગ્રામસિંહની મહેબૂબ હતી; ને સનમને ખાતર એણે જાન કુરબાન કર્યો અથવા એને જાણીને શું કામ છે? હવે તો ભીમસિંહને હાથેજ એની રાણી પાસે કૃષ્ણાને ઝેર અપાવું.

પ્રતિહારી૦:—(પ્રવેશ કરીને) ખાં સાહેબ, આપને મહારાણા બોલાવે છે.

અમીર૦:—હા, ચાલ આવ્યો. [જાય છે.]

# અંક ત્રીજો

## પ્રવેશ ત્રીજો

**સ્થળ. લવજી લવંડરનું ઘર.**

પાત્રો લવજી લલીતા જવાળ શીવજી વીગેરે.

(લવજી તથા લલીતા પ્રવેશે છે.)

લલીતા વ્હાલા લવજી. તમારી અક્કલને પણ ધન્ય છે. પરંતુ આજે પેલો મારો બાપ અહીં નારીયેળ લઇ પરણવા આવશે. તેને શું મોઢું દેખાડશો ?

લવજી તેને પાણીચું નારીયેળ આપી વિદાય કરી દઇશ. વળી તને ખબર છે કે નવાબ પાન પટી ખાન પણ આજે અહીં પરણવા આવવાનો છે.

લલીતા હે શુ નવાબ પણ આજે અહીં પરણવા આવનાર છે.

લવજી. હા જો પરણવાની શરતમાં મેં તેની પાસેથી લખાવી લીધો આ દસ્તાવેજ.

લલીતા. આશું વા! તમે પણ ભારે કરીને શું ?

લવજી. લલીતા બંદા ધારે તો શું ન કરી શકે.

લલીતા. પણ જો ! જો આવી યુકિત મારી સાથે રમી મને પણ કોઇ દિવસ ફસાવતા.

શાવકશાઃ–( દોડતો દોડતો આવીને બેસી જાય છે )

લવજી૦:–શું છે શાવકશા ?

શાવકશા૦:–અરે કુતરાની કાણી હાંફી ગયો તે જોતો નથી. જરા થાક ખાવા દે. (જરા થોભી)

લવજી ! તું સજ્જડ ફસાયો!

લવજી૦:–કેમ !

શાવકશા૦:–અરે તને પરણુવાને જાન આવેચ જાન ! મેં હમણાં જ સાંભળિયું કે શિવજી સેવગાંડિયા વાળો ને નવાબ પાન પટ્ટીપાન પ્રમિલાને પરણુવાને આવેચ ને તરત દોડતો તને કહેવા આયો ખુસખુસ લેવા જતા બચ્યા તુ તો ગધેડાને બકરાની વચ્ચે ખુંદાઇ જવાનો.

લવજી૦:–શાવકશાં ! તું મારા સલાહકાર છે તો કોઇ રસ્તો બતાવની !

શાવકશા૦:–અહિંથી વંઝો માપી જા.

લવજી૦:–તેમ કઇ થાય ?

શાવકશા૦.–ત્યારે તો મારથી બીજુ કઇ નહિ થાય. તું કહેનો હોય તો ગવર્મેન્ટને અરજી કરીને ડાકટરો આગળ પૂરવાર કરાવું કે પ્રમિલા બૈરી નથી પણ મરદ છે, માટીડા જેવો માટીડો! એટલે એની સાથે કાયદાની રીતે બીજા કોઇ આદમીને પરણુવાનો હકજ નથી.

લવજી૦:–તુ એટલું બધું કહે ને પહેલાં તો એ બધા આની પહોંચશે.

શાવકશા૦:–નો એ બન્ને સાથે આર્ગ્યુમેન્ટ કરીદાને સમજાવશ કે મરદ સાથે બીજા મરદથી કદી પરણાનજ નહિ. એવું કદિ બી થએલું નથી. તવારીખમાં એક બી દાખલો નથી.

લવજી૦:–પણ તમે મેથીપાક કેટલો મળશે તેનો વિચાર કર્યો ?

શાવકશા૦:–તારે તો તું તારૂં માથું ફેરી લેજે, હું તો જાશ.

લવજી૦:–હું મારૂં સુજ્યું કરી લઇશ. તું તારે જા (શાવકશા જાય છે ).

લવજી. હવે આપણા પ્રપંચનાટકના મંગળાચરણનો વખત આવી પહોંચ્યો છે. માટેનું હવે અને તારા બાપને પરણાવવા વરની મા થઇને વહેલી આવજે.

લલીતા. જાવ. જાવ. એમ મશ્કરી તે શું કરો છો ?

લવજી. લલીતા. જો જો આ તારા બાપની જાન આવી પહોંચી.

(અંદરથી બધા લગ્નનું ગીત ગાય છે.)

બધા (અંદરથી) થનગન થનગન શી ઘોડી નાચતી, વરરાજા આવતા

લવજી. લલીતા તું હવે જા. તારા બાપનો વરઘોડો કેવો પાર ઉતારૂં છું તે જોજે.

લલીતા. જો જો કંઇ ઉંધુ ચતું કરી નાખતા. આપણું નહિ વિસરતા.

લવજી. વારૂં વારૂં તુ જા અને પાનેતર પહેરીનેજ આવજે.

લલીતા. આ ચાલી. (જાય છે )

લવજી. ચાલો હવે આપણે પણ શેવ ગાડીઆમાં નાખવાનો મસાલો દાટવા જોઇએ. (જાય છે).

(શીવજી તથા જાન આવે છે).

શીવજી. થનગન થનગન શી ઘોડી નાચતી વરરાજા આવ્યા
સાથ આ જાન કેવી શોભતી વરરાજા આવ્યા.

સસરાજી ચેતજો તમ બારણે વરરાજા આવ્યા.
ઝુલશે કન્યા તમારી પારણે વરરાજા આવ્યા.
વાંઢાઓની શી આ ફોજરે વાહવાહરે વાહવાહ.
કયસા એ વાંઢા અયસા આ ગયા ઘેટાગા ઝાલા.

ગોર. ચાલો ભાઈ સમો વરતે સાવધાન! જમવાનો વખત થઇ ગયો સાવધાન! કન્યા પધરાવો સાવધાન! ચાલો ભાઇ હવે હું ત્રણવાર સાવધાન બોલું છું અને ત્રીજી વાર સાવધાન બોલતાં કન્યા નહિ પધરાવો. તો પુરૂ થઇ જશે કન્યાદાન માટે કહું છું કે ભાઇઓ ખીસા પાકીટ સમાલો કન્યા પધરાવો સાવધાન! એકવાર કન્યા પધરાવો સાવધાન! બે વાર કન્યા પધરાવો સાવધાન! ત્રણવાર.

લવજી. (પ્રમીલા તરીકે આવીને) હાજર છે આ કન્યાદાન

(અંદરથી નવાબની જાન ગાય છે).

ઝગથગીઆના વાધા શીવડાવો લલીતાને ગજની ચોળી. નવાબની જાન અંદરથી. હેં!

શિવજી. કોણ મારો હરીફ પરણવા અહીં થયો સાક્ષાત છે.
આ એક કન્યા અને બે વરજાન એ બીન અનુભવની વાત છે.
છે. પણ જોવાદે આ મારો દીકરો મારો હરીફ કોણ જાગ્યો છે.

( જાન આવે છે. )

( ગાયન )

નવાબ' ઝગરે ઝગીઆના વાધા શીવડાવો.
(વાધા શીવડાવો) સીવા તે ગજની ચોળીરે.
પહેરોરે વારીવારી પહેરોરે નવાબ ભાઇ.
વાઢાના મન મોહશેરે નવાબભાઈ.

રડી રડી સામું જોશેરે નવાબભાઇ.

લવજી. પોક મુકીને રોશેરે નવાબભાઇ ઝગરે)જાય છે)

શીવજી. અરે આ તો પેલો ઇશ્કી ટટુ નવાબ પાન પટ્ટીખાન અરે પણ મારી કન્યા અરે ભુલ્યો મારી થનારી બૈરી કયાં ગુમ થઇ ગઇ. અરે પોલીસ. પોલીસ. ચાલો ફાનસ લાવો મસાલ સળગાવો ચાલો.

નવાબ. અરે આ કોણ. અરે ગોર. તું કયાં મરી ગરો. અહીં મર, અહીં મર. ચાલ. કન્યાને પકડી લાવ. નહિં આવે તો બેડીમાં જકડી લાવ.

લવજી. અરે ગોર ઉભો રહે. ચાલો શવજી. ભાઇ અને નવાબ ભાંઇ ઉભા રહો પહેલા મને લલીતા જોડે પરણાવો પછી તમે પ્રમીલાને પરણવા પગ લંબાવો સમજ્યા.

નવાબ. }
શીવજી } કબુલ છે. કબુલ છે.

લવજી. ત્યારે ગોર ચાલો આગળ આવો.

ગોર. (હસ્ત મેળાપ કરીને)

જડું છું આજ આ ખચ્ચર તને ઘોડીની સંગાથે અને આશીષ દઉં છું. આજ તું છે તમારે હાથે.

(લગ્ન કરી આપે છે).

નવાબ. ચાલો હવે.

એ ભાઇ તમારી બેન કયાં છુપાયેલ છે.

લવજી. જલદી અહીં લાવો ચાલો આ આવ્યો ના—ના—લાવ્યો (બન્ને જાય છે) (હવે એનો ઉઘડયો નસીબનો બલ છે.)

ગોર. ચાલો ભાઇ તમારી કન્યા અયે તમારી થનારી બઇરીને બોલાવો એટલે હું બંન્નેને જણુને એક સાથેજ પરણાવી દઉં. ચાલો નવા આવનારા સદ્‌ગૃહસ્થો અને વેવાઇઓ. મારી નોટીસ ફરીથી સાંભળો. ખીસા પાકીટ સંભાળો કન્યાને પધરાવો. કન્યાને પધરાવો. સાવધાન ! એકવાર કન્યાને પધરાવો. સાવધાન !

લલીતા. (સાડલો ઓઢીને લવજી) બે વાર કન્યા પધરાવો. સાવધાન ! ત્રણ હજાર આ કન્યાદાન.

શીવજી. નહી નહી આતો મને પરણનારી કન્યા છે.

નવાબ. નહીંજી એ તો મને પરણનારી કન્યા છે.

શીવજી. અરે ભાઇ એતો મીસ પ્રમીલા છે.

નવાબ. અને મને પરણનારીનું નામ પણ પ્રમીલા જાન છે.

ગોર. એમ તકરાર નહિ કરો ઘુમટો ખોલી ખાત્રી કરો કે એ કોની માલીકનું ખાનદાન છે, ઉભા રહો હું ખાત્રી કરી આપું છું (પ્રમીલાનો ઘુમટો ખેંચતાં લવજી જાહેર થાય છે).

શીવજી. હેં આ કોણ. આતો મારો દીકરો લવજી લવેંડર.

નવાબ. કોણ લવજી લવંડર !

લવજી. હાજી. હું જાતેને પોતેજ લવજી લવંડર.

નવાબ. પણ તારી બ્હેન પ્રમીલા કયાં છે.

લવજી. એ તો સાહેબ પ્રમીલા પણ હુંજ અને લવજી પણ હુંજ સમજ્યાને.

નવાબ. ઉફ ! હું વેર લઇશ.

દુનીયાના ઠગને ત્હેં ઠગ્યો છે. મગજ તુંજ ફીતુરેલ છે.
દીકરા હેવે પુરો થયો તારા નસીબનો ખેલ છે.
(મારવા જાય છે).

ગોર. અરે ભાઇઓ. જે થયું તે થયુ હવે વાત વધારવી એ પેટ ચોળીને શળ ઉભું કરવા જેવું છે. માટે હવે નિરાંત કરો.

શીવજી. બસ. આજે મારી પનોતી ઉતરી ગઇ છે. એટલે હું દુનીયાની ખટપટ છોડી બાવો બની જાઉં છું બસ.

દુનીયાની ખટપટ છોડવી એમાં હવે નિરાંત છે.

ભાઇઓ ધડો લેશે. હવે એ અનુભવની વાત છે.

નવાબ. હું પણ મારો બનાવટી વેષ દુર કરી. જાહેર થાઉં છું કારણ!

બહુ બહુ મથ્યા પણ જગતને જીતવા ન ફોફાવેલ છે.

હવે શાંતીથી જીવન ગાળવું એ પણ નસીબનો ખેલ છે.

લલીતા. હેં કોણ! આનો આપણા ગામના શાહુકાર શેઠ પેસ્તનજી.

નવાબ. હા પેસ્તનજી કે પાન પટ્ટીખાન જે કહો તે બધું એક છે.

લવજી ચાલો હવે આજના આ સુખી છેવટ માટે આનંદ ગીત ગઇએ.

**ગાયન ૨૦મું.**

# પ્રવેશ ૪ થો.

**સ્થળ:—રાજમ્હેલનું દિવાનખાનું.**

ભીમસિંહ:-( પરિક્રમણ કરતો ) ઇશ્વરે એને બચાવી. પ્રભુએ મારા હાથ પુત્રીના રૂધિરથી રંગાવા ન દીધા. તો હવે મારે ફરીથી એ વિચાર શામાટે કરવો જોઇએ ? જેને ઇશ્વર બચાવવા માગે છે

તેના પ્રાણ હરવાનો પ્રયત્ન, ને તે પણ મારી મરજી ઉપરાંત મારે શામાટે કરવો જોઇએ. પણ-પણ પાછી વિટંબના એનીએ મ્હોં આમળ ખડી થશે. તેનું શું ? મારી પ્રજાનો છુટકારો શી રીતે કરૂં ? માનસિંહના પંજામાંથી કૃષ્ણાને કેવી રીતે ઉગારૂં ? મેવાડની મુક્તિ કયા પ્રકારે કરૂં ? પ્રભુ ! કૃષ્ણાને બચાવી તો હવે પ્રજાને બચાવવાનો, મેવાડને મુક્ત કરવાનો માર્ગ બતાવ. (વિચાર કરી) બધે જ અંધારૂં ! શું કરૂં ? કયા જાઉં ? કોને કહું ?

( અમીરખાન પ્રવેશ કરે છે )

ભીમ૦:–અમીરખાન, આપણા કાર્યનું પરિણામ ખબર પડયું !

અમીર૦:-હા; મેવાડને ઉગારવા જતાં મેવાડ તો ન ઉગર્યું પણ ઉલટી એક હાણ વધારે થઇ.

ભીમ૦:–ત્યારે હવે શું કરવું ?

અમીર૦:–તમ શું ધારો છો ?

ભીમ૦:–મને તો કંઇ સમજ પડતી નથી.

અમીર૦:–ત્યારે જાણે આ થયુંજ ન્હોતું એમ માનો.

ભીમ૦:–હું પણ એમ જ ધારૂં છું. ભગવાન એકલિંગજી કૃષ્ણાને બચાવવા માંગે છે.

અમીર૦:–મેં તે વેળા પણ તમને ના કહી હતી પણ-

ભીમ૦:–પણ શું !

અમીર૦:–પણ મેં બહુ વિચાર કીધો ત્યારે એજ ઉપાય-તમારો રસ્તોજ ખરો લાગ્યો.

ભીમ૦:–ત્યારે શું એજ સલાહ આપોછો મારે પાછા-

અમીર૦:–ના, ના મહારાજ હું કંઇ સલાહ આપતો નથી. હું તો બહુ ખરાબ સલાહ આપનાર છું. મારી સલાહ કોઇ પૂછશો નહિ.

ભીમ૦:–ત્યારે મારે સલાહ કોની પાસેથી લેવી ?

અમીર૦:–મહારાજ આખા મેવાડની સલાહ લો–

ભીમ૦:–મેવાડની સલાહ તો કૃષ્ણાનો ભોગ લેવાની જ છે.

અમીર૦:–અથવા કોઇની પણ સલાહ ન પૂછો. તમને જે ખરૂં લાગે તે કરો.

ભીમ૦:–મને કોઇ માર્ગ જણાતો હોય તો બીજાની સલાહ પૂછું પણ શા માટે ?

અમીર૦:–મહારાજ, તમને એક માર્ગ જણાયો હતો. તે તમે લીધો પણ ખરો.

ભીમ૦:–પણ ઇશ્વરની ઇચ્છા એ માર્ગ લેવા દેવાની ન્હોતી.

અમીર૦:–એ તો કેમ કહેવાય !

ભીમ૦:–કેમ નહિ ?

અમીર૦:–હુ તો ધારૂછું કે ખુદાએ પણ તમને એજ રસ્તો બતાવ્યો.

ભીમ૦:–એજ માર્ગ બતાવ્યો ? કેવી રીતે ?

અમીર૦:–મહારાજ, તમારી કુંવરીને બચાવવા સંગ્રામસિંહે જાન કુરબાન કર્યો. એ પ્રમાણે મેવાડને ઉગારવા–

ભીમ૦:–અમીરખાન, પાછા મને લલચાવવા આવ્યા છો ?

અમીર૦:–હું કોઇને લલચાવવા માંગતો નથી, પરંતુ તમનેજ એ રસ્તો સુઝ્યો હતો, તમે તેનો અખત્યાર કીધો, હવે હું એ માર્ગને વખાણું છું ત્યારે તમે મારા પર કો લાવો છો. મને મુંગોજ રહેવા દો. હવે મને કંઇ પૂછશો નહિ, હું નકામી ખફગી શા માટે વ્હોરી લઉં ? મેવાડ આખું ભલે સળગી જાઓ, રજપૂતાણીઓ બધી ભલે રખડી જાઓ; મારે તેમાં શું ?

ભીમ૦:-(હોઠ દાબી) બસ, હું મારાજ જીવનનો અંત આણીશ. દેખવુંયે નહિ ને દાઝવુંયે નહિ.

અમીર૦:-એ વિચાર 'પણ તમે એકવાર કર્યો હતો. પણ તેમાં કોને ફાયદો થશે ?

ભીમ૦:-ભલે કોઇને ફાયદો નહિ થાય. મને તો થશે.

અમીર૦:-તમે ન હો તો તમારી કૃષ્ણાકુમારીનું શું થશે ? તમારાં મહારાણીની શી દશા થશે ? એમનો બેલી કોણ ?

ભીમ૦:-અમીરખાન ! અમીરખાન ! જે વિચારને મેં દાબી રાખ્યો છે, જે ભુંજગનું મેં મ્હોડું દબાવી રાખ્યું છે તેનો શા માટે છુટો કરો છો !

અમીર૦:-મહારાજ, હવે હું કંઇ નહિ બોલું. તમને કોઈ બીજો રસ્તો જણાય તો તે લેજો ને હું હવે જઇશ માનસિંહ પાસે મને અહિં બહુ વખ્ત થયો. પણ તમે જે એકવાર કર્યું-તમારે માટે નહિ. પણ તમારી રૈયત ખાતર તેજ કામ બીજીવાર કરતાં આવો. આચકો ખાશો એમ મેં ન્હોતું ધાર્યું. રૈયત ખાતર દુખ્તરની કુરબાની આપવા તૈયાર થયાં હતા ને સું ભુલથી જ થઈ થાકી ગયા નામદાર, એકવારની કસોટીથી આબાદ થઇ ગઇ તમારી રૈયત ? કે જતી રહી તમારી લાગણી-આસમાનમાંથી તારો ખરી જાય તેમ ? મૂંગા કેમ ઉભા છો ખુદાવિંદ ? ના કહી દો-ફના થઇ જવા દો. આખા મેવાડને ! તમારી દુખ્તરનું લોહી રેડી મેવાડની આગ બુઝાવવાની શી જરૂર છે ? એકવાર-બસ આખી જીંદગીમાં એકજે વાર કરવાની હિમ્મત આવી શકે ! એક વાર હિમ્મત જતી રહી-એકવાર જીગર નબળું થઇ ગયું-પછી તે રજપુતનું જીગર હોય તો પણ શું-પણ એક વાર એ ઢીલું થયું કે પછી એનામાં

કૌવત ખુદા પણ મુકી શકે નહિ. કંઇ નહિ પણ નામદાર એકવાર પણ રૈયત ખાતર દુશ્મનને કુરબાન કરવા તમે તૈયાર થયા, એક વાર પણ મેવાડને આબાદ કરવા તમારી બેટીને શહીદ કરવા વિચાર કીધો એ પણ ઓછું નથી. એટલું પણ કોણ કરી શકે છે! ભલે પછી આખર વખતે હિમ્મત જતી રહે ને એ કામ ના થાય તો પણ શું? એક વાર તમે મેવાડને બચાવવા તૈયાર થયા હતા, એકવાર રૈયતને આબાદ બનાવવા તમે કુરબાની કરવા માંગતા હતા, તે હું નહિ ભૂલું. હવે તમારામાં એ તાકાત નહિ હોય, હવે રૈયત કરતાં દુખ્તર પ્યારી લાગતી હશે, હવે કુરબાની જેવી કોઇ ચીજ નહિ દેખાતી હોય પણ તેમાં શું?

પ્રતિહારી૦:–(પ્રવેશ કરીને) મહારાજ, માનસિંહ તરફથી એક મનુષ્ય આવીને આ ચિઠ્ઠી આપી ગયો છે. (ચિઠ્ઠી આપીને જાય છે)

ભીમ:–(ચિઠ્ઠી વાંચીને) અરે ભગવાન! (માથે હાથ દઇને બેસી જાય છે.)

અમીર:–મહારાજ, શું છે ચિઠ્ઠીમાં?

ભીમ:–(અમીરખાન તરફ ચિઠ્ઠી ફેંકે છે)

અમીર૦:–(વાંચે છે) ક્ષત્રિય કુલભૂષણ મહારાણા શ્રી ભીમસિંહની સેવામાં રાજા માનસિંહના પ્રણામ. જત હજી સુધી આપનો જવાબ મળ્યો નથી. કાલ સાંજ સુદીમાં નહિ આવે તો પછી ઉદેપૂરમાં હું મારા લશ્કર સાથે રણભૂમિના મેદાનમા આપને મળીશ. મહારાજ, માનસિંહને જે કહાવવું હોય તે કાલ સ્હવારમાં તઇયાર કરી રાખજો. હું એ સદેશો લઇને માનસિંહ પાસે જઇશ.

ભીમ૦:–અમીરખાન, હવે મારે શું કરવું?

અમીર૦:—મહારાજ હું શું જાણું? હું કોઇને લલચાવવા માંગતો નથી. ખુદા જેમ સુઝાડે તેમ કરજો. હું તો કાલે અહિંથી રૂવાના થઇ જઇશ.

ભીમ૦:—એકવાર કીધું ને બીજી વાર કરતાં શો વાંધો? હા, હું અમથોજ બરમાયો. ઇશ્વર! તું કૃષ્ણાને બચાવવા નથીજ માંગતો!

અમીર૦:—મહારાજ, ખુદાની મરજી એવીજ હશે તો બીજી વાર પણ એ બચાવશે.

ભીમ૦:—કાલ સુધીમાં? બસ કાલ સુધીમાં જવાબ દેવાનો? કૃષ્ણા! મારી લાડકવાયી કૃષ્ણા! તું મેવાડને આટલી બધી ભારે કેમ પડે છે?

અમીર૦:—મહારાજ એક તમારી પુત્રીનો જાન બચાવવા ખાતર સંગ્રામસિંહે પોતાનો જાન આપ્યો તો મહારાજ આખા મેવાડને ખાતર તમારી પુત્રીનો જાન આપો એ વધારે છે?

ભીમ :—જોઇશ વિચાર કરીશ. એ વાત સાંભળીશ તો હું ગાંડો થઇ જઇસ એમ લાગે છે!

અમીર :—મહારાજ, હવે શો વિચાર કરવાનો બાકી છે? ને હવે વખ્ત પણ ક્યાં છે? કાલે સવારે તો છેલ્લો જવાબ જોઇશે.

ભીમસિંહ:—(થાંભલાનો ટેકો લઇ) (થોડીવાર સુધી ઘૂમ જેવો બેસી રહે છે.)

અમીર૦:—મહારાજ હુ જાઉં છું. કાલે રહવારે મળીશ.

(જવા માંડે છે.)

ભીમ૦:—(એકાએક ઉભો થઇ હાટે ડાળે) થોભ! અમીરખાન થોભ!—પાછા કાનમાં પ્રલયકાળના ગડગડાટ સંભળાવા માંડયા!

પાછા મગજ પર શયતાનના ઝાટકા લાગવા માંડયા! બોલ, બોલ અમીરખાન તું શયતાન હશે તો પણ જ્યાં દોરશે ત્યાં હું દોરાઇશ! જગતના ભયંકરમાં ભયંકર વિષધરોને નીચોવીને વિષ કાઢવાનું હશે તો કાઢીશ! બોલ શું કહે છે? સળગતો ઉકળતો લાવારસ કહેશે તો પી જઇશ! ના, ના કંઇ દુઃખ નથી. મને કંઈ દુઃખ નથી. હું તો ભોગ આપું છું-મેવાડને માટે પ્રજાને ખાતર.

અમીરઃ-મહારાજ, શાંત થાઓ.

ભીમ૦-શાંત! કોને શાંત થવાનું કહે છે? કાનમાં આ પ્રલય-કાળના ભેરીનાદ થઇ રહ્યા છે તેને તું શાંત કરી શકશે? હૃદયમાં આ અગ્નિ ઉકળી રહ્યો છે તેને તું શાંત કરી શકશે બોલ?

અમીર:-(સ્વગત) બસ હવે જે આની પાસે કરાવવું હશે તે કરાવીશ. (પ્રકાશ) મહારાજ કાલ સ્હવાર સુધીમાં

ભીમ૦.-કાલ? સ્હવાર? મારે માટે કાલ કેવી? સ્હવાર કેવી? દિલમાં ઉઠતા અનંત ભડકાના ઉજાસ આગળ કાલ પણ નથી ને સ્હવાર પણ નથી. બોલ, અત્યારે જે કહેવું હોય તે કહે.

અમીર૦:-(સ્વગત) આ લાગ ગુમાવીશ તો ફરી વખત નહિ આવે. (પ્રકાશ) ત્યારે નામદાર અત્યારેજ—

ભીમ૦-હા, હા અત્યારેજ તું કહેતો જહન્નમના આતમમાં કુદી પડીએ!

અમીર૦-ત્યારે તૈયાર કરો પ્યાલો ફરીથી!

ભીમ૦-શું હુંજ તૈયાર કરૂં?

અમીર૦:-(પાણી ભરેલો પ્યાલો લાવી) તમારી પાસેની બુકી આમા નાખી દો.

ભીમ૦-ના, ના. અમીરખાન આજ નહિ?

અમીર૦:-ખુદાવિંદ કાલે તો જવાબ દેવાનો છે?

ભીમ૦:-કાલે હા હા બરાબર કાલેજ જવાબ દેવાનો છે? પાસેથી ઝેરની ભુકી કાઢી જે હાથે હું એને રમાડતો તેજ હાથે હું એને ઝેર આપીશ. (પ્યાલામાં ભુકી નાંખી દે છે.)

પડદો પડે છે.

## પ્રવેશ ૫ મો

### (ગાયન ૨૧ મું.)

રાણી૦:-રાત કેવી ભયકર છે શું થશે? કંઈ સમજાતું નથી. લોકો કહે છે કે ઉલ્કાપાત થાય છે ને મેવાડના આકાશમાં ધુમકેતુ દેખાય છે કોઇ ભારે અનિષ્ટ થવાનું હોય એમ કેમ લાગ્યાં કરે છે? મને સ્વપ્નો પણ ભયંકર આવે છે રાતના ઉંઘાતું પણ નથી. હૃદયમાં કોઈ જાણે પેસીને રડયાં કરતુ હોય જગત્ પીગળી જાય એવુ નિરંતર કલ્પાત કર્યા કરતું હોય એમ કેમ લાગે છે? ઓ ઇશ્વર મારાં કોઇને કંઇ પણ ન કરતો! બધાને બદલે મારા પર તને ફાવે તેટલો દુઃખનો વર્ષાદ વર્ષાવજે! આસપાસ બ્હાર કેવી શાંતિ છે! પણ મારા હૈયામાં આટલી બધી અશાંતિ કેમ? દૂર, આંઘે બેસીને જાણે કોઇ હૈયું ફાટી જાય એવી ચીસ પાડતુ હોય એમ કેમ મને ઘણી વાર થઇ આવે છે? હું ગાંડી તો નહિ બની જતી હઉં? મને બરાબર નિદ્રા નથી આવતી તેનુજ કદાચ આ પરિણામ હશે. (બ્હારથી કોઇ બારણા ઠોકતુ હોય એમ લાગે છે) કોણ છે (બારણા ઉઘાડે છે. બ્હાર ઉભેલા અમીરખાનને જોઇ) કોણ છો મારૂં શુ કામ છે?

અમીરખાન :–(બ્હારથી) આપને મહારાણા બોલાવે છે. કોઇ પ્રતિહારી દેખાયો નહિ એટલે હું જ જતાં જતાં આપને કહેવા આવ્યો તસ્દી માફ કરજો.

રાણી :–વારૂ; જાઉં છું (જાય છે)

અમીર :–બસ, કિનાની આગ હવે બુઝાશે! બાગે મેવાડ કબ્રસ્તાન બનશે; મેવાડને ઘેર ઘેર આગ ઉડશે. રજપૂતનું નામ નાપાક બનશે જે હુસ્ત મને ન મળ્યું તે મૌતના કદમમાં લોટશે. મગરૂર રજપૂત, મગરૂર નાજનીન મુસલમાનનો ધુતકાર કરીને શું ફળ મેળવ્યું તે હવે સમજાશે.

### ગાયન ૨૨મું.

રાણી પાસેજ કૃષ્ણાને ઝેર ન પીવાડું તો એકલિંગજીની આણ! એવા સખુન રાણા પાસે મેં કઢાવ્યા છે એટલે એને હવે કોઇ પણ બચાવી શકશે નહિ જોઉં દિવાનખાનાની પાછળ સતાઇને જોઉં કે ભીમસિંહ રાણીને કેવી રીતે સમજાવે છે.

(જાય છે.)

## પ્રવેશ ૬ઠો.

### સ્થળ :—રાજમ્હેલનું દિવાનખાનું.

(ભીમસિંહ ગાઢ વિચારમાં ઉભો છે. થોડે દુર વિષનું પ્યાલું પડયુ છે અમીરખાન છુપાઇને ઉભો છે)

(રાણી પ્રવેશ કરે છે.)

રાણી :–મહારાજ, અત્યારે શું કામ પડયું?

ભીમ :—દેવી ! એ કામ જાણ્યા પછી તું મારા પર ધિક્કાર વરસાવશે—મને શયતાન માનશે.

રાણી :—મહારાજ, આજ કેટલાયે દિવસથી હુ તમને આવી ચિંતામગ્ન સ્થિતિમાં જોઉં છુ. મને બહુજ ફીકર થાય છે, પણ તમે મને કંઇજ જણાવતા નથી. તમારા સુખમાં જેટલો મારો ભાગ છે તેટલોજ તમારા દુઃખમાં પણ છે. હું તમારી સહધર્મચારિણી ! મને તમે તમારી સર્વ વાત કહેવાને બંધાયા છો.

ભીમ :—હા. આજ હું તને એ સર્વ વાત કહીશ. પણ—પણ કહેતાંની તને જીભ કાપી નાખવાનું મન થશે !

રાણી :—મહારાજ, આમ આટલા બધા આકળા શું કામ થાઓ છો ?

ભીમ :—કારણ જાણ્યા પછી તુ મારા કરતાંયે વધારે અકળાશે.

રાણી :—શું છે ? મને કહો ઝટ. આટલા ભયનું કારણ શું છે ?

ભીમ :—કહું ? સાંભળી શકશે ?

રાણી :—(બોલ્યા વગર ગભરાએલે મ્હોંરે જોયાં કરે છે).

ભીમ :—(રાણી સ્હામુ જોઈ રહી) તને હૃદય છે ?

રાણી :—મહારાજ !' આ કેવા પ્રશ્નો ?

ભીમ :—જો હોય તો જા, ચાલી જા અહિંથી તારાથી એ નહિ સંભળાય. પ્હેલા હૃદયને બાળીને એની ભસ્મ કરી નાંખ ને તે ભસ્મ તને એની રજ પણ ન અડકે એવી રીતે દુર ફેંકીને પછી અહિં આવ. હુ તને કહીશ બધુ જા !

અમીર૦ :—(સ્વગત) મેં એનું જીગર બાળી નાખ્યું તેમ મહારાણી તમે તમારૂં પણ બાળી નાખો !

રાણીઃ–પણ છે શું? આટલા નિઃશ્વાસ–આટલા બધા હતાશ થવાનું કારણ શું છે, નાથ મને પણ નહિ કહો?

ભીમ૦:–કહું છું સાંભળ. (વિચારમાં ડૂબકી એકાએક રાણી પાસે આવી) બોલ, સાચું કહે હું બ્રહ્મરાક્ષસ જેવો દેખાઉં છું કે નહિ? શયતાન જેવો લાગું છું કે નહિ? બોલ!–ના? ત્યારે હું નહિ કહી શકું.

રાણીઃ–મહારાજ, તમે શાંત નિદ્રા લો. તમારૂં મગજ અત્યારે બહુ ઉકળી ગયું છે.

ભીમ૦:–નિદ્રા? શાંત નિદ્રા? તું ઓળખે છે એને? હું તો નથી ઓળખતો. જ્યારથી આ યુદ્ધ જાગ્યું છે ત્યારથી પર્વત પડયા છે એની ને મારી વચ્ચે! ને મગજ! હા એ ઉકળે છે–ક્રોધનું કાલાંતરેય નહિ ઉકળ્યું હોય એવું ઉકળી રહ્યું છે–પણ હજી હું ખાખ થઈ જતો નથી!

અમીર૦:–હજી વાર છે! હરી તો બહુ બળવાનું બાકી છે.

રાણીઃ–મહારાજ, તમે મને જે કહેવું હોય તે કહો, પણ આમ સંશયમાં ન રાખો. હું સાંભળીશ–ગમે તેવી ભયંકર વાર્તા હું સાંભળીશ. પણ તમારાં આ વાસણુ વચનો મારાથી નથી સંભળાતા! સંશયનો ભાર હું નથી વેઠી શકતી. દિવસો થયાં હું એ મુક ભાર સહી રહી છું.

ભીમ૦–હું છું તને–કહેવુંજ પડશે પણ દેવી? કહેવાતું નથી. (જરાર વિચાર કરી) તું મારી સહધર્મચારિણી ખરૂં ને?

રાણીઃ–હા, પણ તેનું શું?

ભીમ૦:–મારા સર્વ કાર્યોમાં તારો ભાગ–

રાણીઃ–હા, હા. પણ છે શું તે કહોની!

ભીમ૦:–પ્રજાના કલ્યાણને માટે, મેવાડના હિતને માટે, માતૃ-ભૂમિના મંગલને અર્થે મારે–આપણે યજ્ઞ કરવો–કરવાનો છે. ભાગ લેશે તું એમાં ?

રાણી :–અહો ! એમાં શું આટલામાં ગૂચવાતા હતા આટલા બધા ?

ભીમ :–સાંભળ, એ યજ્ઞમાં હોમ કોનો આપવાનો છે તે જાણે છે ? યજ્ઞની એ વેદી પર બલિદાન કોનું દેવાનું છે તે જાણે છે ? તારી વ્હાલસોઈ દીકરી–મારી લાડકી કન્યા–મેવાડનું અનુપમ પુષ્પ — કૃષ્ણા —

રાણી :–( એકાએક વચમાં ) તમારી પ્રકૃતિ અત્યારે ઠીક નથી ! મહારાજ, હું કોઇને બોલાવું ? તમે સુઇ જાઓ !

ભીમ :–આવી સ્થિતિમાં પ્રકૃતિ ઠીક કોની રહે એ તો ઇશ્વર જ કહી શકે. પણ બેસ કોઇને બોલાવવાની જરૂર નથી. હું ભાનમાં –દુર્ભાગ્યે સંપુર્ણ ભાનમાં છુ. હું બકતો નથી દેવી !–ઇચ્છું છું કે બકતો હોત !

રાણી :–ઓ પ્રભુ ! આ શું થવા બેઠું છે. નાથ અત્યારે તમે સુઇ જાઓ. કાલે સવારે કહેજો જે કહેવુ હોય તે (જવા માડે છે).

અમીર :–કાલ સ્હવારે ! આજ અત્યારે જ કહેવાનું તો શું પણ કરવાનું છે !

ભીમ૦:–ના, ના બસ હું ભુલ્યો, મને વાત કરતા ન આવડી મે તને ગભરાવી નાખી. શાંત થા, હુ કહેશે. (દાંત પીસી) (સ્વગત) રાજાને વળી હૃદય કેવુ ? લાગણીના ઓથમાં આમ ઘસડાઈ જવુ એ પ્રજાના પાલકને કેમ પાલવે ? શાંત સ્થિર રહીને મારે એને કહેવું જોઇતુ હતું તેને બદલે રાગના પ્રોધમાં હું આમ ધસા

અઇ ગયો! (પ્રકાશ) દેવી મેં તને નકામી ગભરાવી નાખી તારા હૃદયને આમીન પ્હોચાડયો. પણ જો હવે હું શાંત છું પાગલ જેવો...મૃત્યુ સમો–હા! પણ પાછો હું ગમે તેમ બોલી દઉં છું દેવી? મેવાડની સ્થિતી તો તને ખબર છેને?

રાણીઃ–હા,

ભીમ૦:–તું જાણે છે કે આપણે કંઇ કરીશું નહિ તો એક સમય એવો આવશે કે આ મેવાડ શૂન્ય અરણ્ય સમું થઇ જશે, વિજેતા રિપુના સૈનિકો મેવાડની દુર્દશા કરવામાં, મારી ગરીબ પ્રજાને રંજાડવામાં કસર નહિ રાખે! ને તે વેળા મારૂં મુડદું કોણ જાણે કયાં રવડતું હશે? તું કોણ જાણે કયાં રઝળતી હશે? ને કૃષ્ણા–મારી ગરીબ, નિર્દોષ કૃષ્ણા એ પશુઓના હાથમાં એ રાક્ષસોની વચ્ચે–

રાણી :–પણ બચવાનો એકે માર્ગ નથી?

ભીમ :–છે, એક,

રાણી :–છે તો તે ગ્રહણ કરતા કેમ નથી?

ભીમ :–એ માર્ગ કયો છે તેનું જાણશે ત્યારે તું કંપી ઉઠશે. પણ લેવો તો એજ માર્ગ પડશે!

રાણી :–કહો એ માર્ગ કયો છે? ભયંકરમાં ભયંકર વાત સાંભળવા અત્યારે હું તૈયાર છું.

અમીર :–થાઓ, થાઓ તૈયાર, કાનમા કાતિલ ઝેર રેડાવી જીગરની કતલ કરાવવા.

ભીમ :–એક કૃષ્ણાને ખાતર આજે આવી ભયંકર પરિસ્થિતિ આવી છે. એ કૃષ્ણા ન હોત—

રાણી :-(ચમકીને આવેગથી) શું ? શું કહો છો ? મહારાજ, તમને ખબર નથી તમે શુ-

ભીમ :—મેં પહેલેથીજ ન્હોતું કહ્યું કે તું કંપી ઉઠશે. પણ સાંભળ, હમણા થોડા દિવસ પર નગરચર્ચા કરવામાં શહેરમાં હું ગુપ્ત વેશે નીકળ્યો હતો. ત્યાં શું સાંભળ્યું જાણે છે? મેવાડ આખાની આ માનીતી આ કૃષ્ણા અત્યારે પ્રજાને આંખના પાટા સમી થઇ પડી છે! 'એક કન્યા ખાતર અમે કેટલું સહીએ" એમ પ્રજા આખી પુકાર કરે છે ને કેટલાક તો એનું મૃત્યુ પણ વાંચ્છે છે.

અમીર :—અજીત! એ હોશિયારી તારી ને મારી.

રાણી :—પ્રજા! એનું મૃત્યુ વાચ્છે છે! પ્રજાને એનું મૃત્યુ વાચ્છવાનો શો હક? પણ પ્રજાની તો એ બહુજ માનીતી હતી. દેવના પેઠે પ્રજા એને પૂજતી સારા પતિ મગાવવા કેટલીએ કન્યા એના આશિર્વાદ લઇ જતી, રોગ મટશે ધારી કેટલાયે રોગીઓ એને પગે લાવવા આવતા—મારે એ બધાને અટકાવવા પડતા તે આજે—

ભીમ :—તે આજે પ્રજા એનું મૃત્યુ વાંચ્છે છે. કારણ કે એ પ્રજામાંથી ઘણાને એને માટે મરવું પડયું છે—હજુ કેટલાકને મરવું પડશે પણ પ્રજા એને ખાતર મરવા તૈયાર નથી—મેવાડ ખાતર પણ મરવા ઇચ્છતી નથી. પ્રજામાં દુશ્મનો સ્હામે લડવાનું શૌર્ય નથી કે દુઃખ સ્હેવાનું ધૈર્ય આ ાણા સૈનિકોમાંયે નથી શૌર્ય; નથી સંપ, કે નથી દેશભક્તિ અસલ મેવાડની પુત્રીનું—ગરીબમાં ગરીબ કન્યાનું નામ દે તો સિસોદિઆઓ તેને ચીરી નાખતા આજે તેમ નથી આજે તો મેવાડ પોતાની પુત્રીઓનાં મુડદાં પર નૃત્ય કરવા તલસે છે!

અમીરઃ૦—ને મહુઅર હું વગાડીશ.

રાણી :—પણ આમાંથી બચવાનો કોઇજ રસ્તો નથી ?

ભીમ :—છે મેં તને કહ્યું તો ખરૂં કે એક રસ્તો છે. કૃષ્ણા હોય

રાણી :—પણ કૃષ્ણા છે. ને રહેશે. એ ન હોય તો જુદી વાત.

ભીમ :—એ જુદી વાતજ કરવાની ભાગ્યમાં રહી છે. દેવી તૈયાર છે તું મેવાડના હિતને ખાતર દેશની શાન્તિને અર્થે ત્હારી વ્હાલામાં વ્હાલી વસ્તુનો ભોગ આપવા ?

રાણી :—મારો કોઇ પણ જાતનો ભોગ દેશ ભલે લે—

ભીમ :—તો જો પેલું પ્યાલું દેખાય છે ? એ—એમાં ઝેર છે. દેવી તારે એ આજે કૃષ્ણાને પાવાનું છે.

રાણી :—મહારાજ ! મરારાજ ! શું બોલો છો તમે ?

ભીમ :—દેવી ! જગતની શાન્તિને અર્થે દેશની યજ્ઞ વેદિકા પર આપણે આપણી પુત્રીનો—આપણી લાડકવાયી કૃષ્ણાનો હોમ આપવાનો છે. કરી શકશે તું એ કાર્ય ? આપી શકશે તું એ ભોગ?

રાણી :—મહારાજ ! તમે આ શું કહો છો ? મારી કૃષ્ણાને હુ—! નાથ મને કહો તે કરૂં. કહો તો પર્વતના શીખર પર ચઢી સમુદ્રનાં તળીઆમાં ઝંપલાવું. કહો તો ભડભડ બળતી ચિતામાં વિના સંકોચે—એક આસુ વગર પ્રવેશું. મારૂં સર્વસ્વ લો, મારા પ્રાણ પ્રાણ લો—મને રીબાવી રીબાવીને મારો હું રડીશ નહિ, એક આંસુ પણ નહી પાડું, પણ ઓ નાથ! ઓ પિયુ! ઓ પ્રભુ! મારી કૃષ્ણાને જીવતી રહેવા દો.

ભીમ :—દેવી દેશને તારી જરૂર નથી. દેશને તો કૃષ્ણાની એના મરણની જરૂર છે વૃક્ષ પરથી કોઇ પાંદડાં તોડતું નથી. પુષ્પોજ તોડાય છે !

અમીર :–જે પ્રુથ્વ સુખી ન શકાય તેને બીજાના હાથમાં જવા માટે અમીરખાન જીવતું સાંખી શકતો નથી.

રાણી :–પણ બીજો કોઈજ માર્ગ નથી ? મહારાજ ? મહારાજ વિચાર કરો, કોઈની સલાહ લો, કોઇ માર્ગ સુઝી આવશે.

અમીર :–લીધી, સલાહ, લીધી ને રસ્તો પણ એને સુઝી આવ્યો છે.

ભીમ :–તું શી સલાહ આપે છે ? બતાવ બીજો કોઇ માર્ગ છે ?

રાણી :–મહારાજ મને કંઇ સુઝતું નથી અમારી અબળા જનની બુદ્ધિ રાજકારભારમાં ન ચાલે પણ બીજા કોઇની–પ્રધાનની –સેનાપતિની–કોઇની સલાહ લઇ જુઓ. કોઇ પણ માર્ગ જડી આવશે.

ભીમ :–દેવી ? મેં બધાની સલાહ લીધી. બની શકે એટલાને પૂછ્યું પણ સહાયને માટે જે જે દિશામાં નજર ફેરવું છું ત્યાં સ્વર્ગદ્વાર બંધ દેખાય છે. કોઇજ માર્ગ નથી

રાણી :–બીજા કોઇ રાજાની મદદ મળી શકે એમ નથી ?

ભીમ :–કોઇ મદદ કરે એમ નથી.

રાણી :–મહારાજ ! હું ને કૃષ્ણા ન્હાસી જઇએ આ દેશ છોડી દુર જતાં રહીએ–દરિયા પાર જઇએ પણ, પણ

ભીમ :–દેવી એ માર્ગ પણ બંધ છે શત્રુઓ નગર ઘેરીને પડયા છે, તેને ભેદીને નીકળવું એ શકય નથી. ને કદાચ હું તું ને કૃષ્ણા ન્હાસી જઇ શકીએ તોપણ પાછાં પકડાયા વગર રહીએ નહિ કદાચ પકડાઇએ નહિ તોપણ મેવાડ–આપણી જન્મભૂમિ સ્મશાન સમી થઇ જશે. આપણી માતૃભૂમિને દુશ્મનના દળમાં નિરાધાર મૂકી, સિસોદીઆની નિષ્કલંક કિર્તિ હંમેશ માટે કલંકિત

કરી, પ્રજાના નિસાસા લઇ આપણે ક્યા દેશમાં, મૃત્યુ પછી પણ ક્યે કાળે સુખથી રહી શકીશું? દેવી! એ માર્ગ પણ લેવાય એવા રહ્યો નથી.

રાણી:—પણ નાથ! જરા થંભો, આ સાહસ કરતાં પ્હેલાં લગાર અટકો! કદાચ કોઇ માર્ગ જડી આવશે. કદાચ—

ભીમ:—કદાચ દેવી! હુ કદાચ' મારી પ્રજા પાપમાંસ થઇ રહી છે દીન ઉગ્યે હજારો નિરાધાર બાળકોની, પતિ વિહોણી અબળાઓની. ને એકના એક પુત્રને સમરાંગણમાં મોકલતી માતાઓની કરૂણ, કારમી ચીસ રાત્રિની શાન્તિ ભેદીને મારા શયનગારમાં વ્યાપિ રહે છે! કૃષ્ણા પર શાપ વર્ષાવતી પ્રજા હજાર આંખ વડે મારા સામું ઘુરકી રહી છે! દેવી! હવે નિરાંત રખાય એમ નથી. હવે થંભાય એમ છે નહિ.

રાણી:—ઓ ઇશ્વર! દયાના સાગર! હવે તો તું માર્ગ બતાવે ત્યારે!

ભીમ:—હા. એ દયાનો સાગર છે ખરો, પણ એ સાગર ખારો છે દેવી! એનાથી આપણી તૃષા છીપે એમ નથી તું જાણતી હશે કે મે એની દયા નહિ યાચી હોય, પણ દેવી સાંભળ રાત્રીના એકાન્તમાં અનેકવાર મેં એની પ્રાર્થના કરી છે— પાષાણ પીગળી જાય, વજ્ર ફાટી જાય એવી પ્રાર્થના કરી છે, પણ એણે દયાના એ સાગરે ' કરૂણાના એ નિધિએ મારો અક્ષર સરખો સૂણ્યો નથી!—પણ એ શેનો સાંભળે! એને કંઇ એકજ બાળક છે! આપણા એક બાળક ખાતર એના હજારો નિર્દોષ બાળકો રહેસાઇ જતા એ કેમ જોઇ શકે.

અમી ૦:—એણે એમીરખાનને મોકલ્યો ને અમીરખાને રસ્તો ઢંઢી આપ્યો.

રાણી:—પણ મહારાજજ કરવું હોય તે કાલે દિવસના કરજો અત્યારે મધ્ય રાત્રિએ—

ભીમ૦:—ના દિવસે મારાથી એ કાર્ય નહિ થાય આવાં કાર્યો જો રાતના મધ્ય રાત્રીના ગાઢ અન્ધકારમાંજ થઇ શકે ને મહા મહેનતે કરેલો આ નિશ્ચય કાલ સુધી ટકે કે નહિ તે કોણ જાણે અત્યારે તે તારાજ હાથે આ વિષનો પ્યાલો કૃષ્ણને પાવાને, છે!

રાણી:—મારે હાથે! મહારાજ! મહારાજ!! એની મા છું!

ભીમ૦: હું એ જાણું છું પણ દેવી! હૃદય કઠણ કરીને—

રાણી:—જગત સામે મારૂ હૃદય કઠિન થશે પણ મારી કૃષ્ણા સ્હામે કદી નહિ થાય! જે જીભે મે એને લાડના અનેક શબ્દો કહ્યા તેજ જીભે હું એને ઝેર પીવાનું કહું! એને બદલે લાવો એ પ્યાલો હું પી જાઉ.

ભીમ૦:—દેવી! એ પ્યાલો કૃષ્ણા માટેજ છે. તુ પીશે તેમાં આ યુદ્ધ શમશે? ને એમાં કૃષ્ણાનું પણ હિત છે આ યુદ્ધમાં આપણે હારી જઇશું તો જેને આપણે ધિક્કારીએ છીએ તેનાજ હાથમાં એ જશે તે વેળા કદાચ હું નહિ હોઉં ને તુંયે નહિ હોય કૃસ્ણાને એ કેવાં દુઃખ દેશે કોણ જાણે દેવી! કૃસ્ણા જીવશે તો અત્યંત દુઃખી થશે.

રાણી:—તે ગમે તે હશે પણ મારાથી તો એને નહીજ કહેવાય કે લે આ ઝેર પીજા!

ભીમ:—ત્યારે પાણી પાણી હોય તેમ યા ગમે તે યુક્તિ કર—

રાણીઃ—મહારાજ ! તમે આ શું બોલો છો ? ક્ષાત્ર ધર્મ છેકજ વિસારી દીધો. અજાણ્યે તો શત્રુએ ન હણવો ક્ષત્રીયનોએ પરમધર્મ તો તમે શું તમારી પુત્રીનોજ અજાણ્યે ઘાત કરાવવા તૈયાર થયા છો ! લો આ કટાર એ શાન્ત નિદ્રામાં સુઇ રહી છે. જાઓ ત્યાં, ચલાવીદો તમારી કટાર ! એ કંઇ નહિ જાણે જુઓ !

ભીમઃ– દેવી ! માફ કર મને ! હું ભૂલ્યો. તું સમજાવવાને એને જા પાછે. મારે એનું ખૂન કરવું નથી.

રાણીઃ-મારાથી એ નહિ થાય પહેલાં મને મારીને પછી તમારે જે કરવું હોય તે કરજો. મારાજ હાથે એ પ્લાલો અપાવવા તમે કેમ તલસો છો ? દુર્ભાગ્યમાં મારાઓ ખુટી ગયા છે ?

ભીમઃ—હમણાંજ મેં તને કહ્યું હેની કે મારે એનું ખૂન કરવું ! યુદ્ધનાં ભાર હેઠળ કચરાતું આ મેવાડ વિના વાંકે દુઃખી થતી આપણી આ માતૃભૂમિ આપણા તરફ સોત્કંઠ નયને નિહાળી રહી છે. જન્મભુમિનાં હિતને ખાતર, માતૃભૂમિનાં મંગલને માટે આપણે કેટલો ભોગ નહિ આપી શકીએ ?

રાણીઃ—મેવાડનું થવાનું હોય તો થાય માતૃભૂમિના દુઃખના ડુંગરો હેળડ ગગડાઇ જાય, આખા જગતના ચૂંચૂરા થઇ જાય પણ મારથી કૃષ્ણાનાં મુખ આગળ એ પ્યાલો નહિ ધરાય !

ભીમઃ—દેવી ! દેવી ! તને એકલીનેજ નહિ લાગતું હોય, મારૂં હૃદય પણ ચીરાઇ જાય છે. તારીજ આંખમાં આંસુ ઉભરાઇ આવે છે એમ નથી. મારી આંખમાં આંસુ સુકાઇ ગયાં છે—રેતીનાં રણ જેવું મારૂં હૃદય તપે છે—બાકી તો મારાજ આંસુમાં હું ડુબી જઉં ?

રાણી:—ત્યારે ઢોળીદો—ફેંકીદો આ પ્યાલો! થવાનું હશે તે થશે!

અમીર૦:—(ચમકીને) અરે! અરે! આતો બાજુ બગડવા માંડી!

ભીમ૦:—હેપી એમ થઇ શકે એમ નથી મને કમને પણ વિધિનું ધાર્યું કર્યા વગર છૂટકો નથી. હું જાઉંછું કૃષ્ણાને મોકલું છું તું એને—

અમીર૦:—ના ભીમસિંહ, અમીરખાનની તાલીમ તેં પુરી લીધી છે. તું હવે ફરે એમ નથી.

રાણી૦:—નાના! કોઇ બીજાને સોંપો એ કામ મારાથી નહિ થાય.

ભીમ૦:—તરેજ પાવું પડશે પ્રિત! તૈયાર કરે ને માનીપાય કોઇ બીજાને લાવવાની જરૂર નથી.

રાણી૦:—મહારાજ! મહારાજ!

ભીમ૦:—હું તને આજ્ઞા કરૂ છું કે તારેજ એ કામ કરવું પડશે.

રાણી૦:—તમારી આજ્ઞા મેં કદી લોપી નથી પણ આ આજ્ઞા—

ભીમ૦:—હું જાઉં છું ને કૃષ્ણાને મોકલું છું.

રાણી૦:—(એકાએક કંઇક નિશ્ચય કર્યો હોય તેવી રીતે) એ ઝેરની અસર તરતજ થાય છે?

ભીમ૦:—ના પીધા પછી થોડીવાર સુધી કંઇપણ નહી થાય થોડીવાર પછી અસર થવા માંડશે

( જાય છે )

રાણી૦:—(એકાએક ઉંઘમાંથી ઉઠી હોય તેમ) હા કૃષ્ણા! હા મ્હા કૃષ્ણા! મ્હારી વ્હાલસોઇ લાડકવાઇ દીકરી તારા સ્વર્ગના ધામ છોડી તું આ પામર માનવીના સ્થાનમાં કાં આવી? ને આવી તો આવી આને પેટે અવતાર કાં લીધા? ઓ! પ્રભો! આ પસ્તી કાઢીને આજ મને પુછો છે? રાજની! તારા અન્ધારામાં મને ઓળાણી

દે ! (પ્યાલો નિહાળી) હા ! પણ વિષનો આ પ્યાલો પાસેજ પડ્યો છતાં હુ બીજા પાસે યાચના કરી રહી છું. (પ્યાલો હાથમાં લઇ ) લાવ હું જ આપી જાઉં નાથ ? તમારી એકે આજ્ઞા મેં લોપી નથી પણ આજે આજે હું ત્હારી સામે થઇશ આજે તમારો એકે શબ્દ નહી માનું, (પ્યાલો પીવા જાય છે) ચમકીને, અરે આતો કૃષ્ણા ? (આસપાસ જોઇ) કોઇ નથી અમથાજ ગભરાઇ ગઇ. પણ હું આપી જાઇશ તેમાં કૃષ્ણા બચશે ? મા વગરની એ બાળકી ઘેર નિશ્ચયના પિતાના હાથમાં—એનો મૃત્યુ માટે તલસતી ક્રુર પ્રજાના વચ્ચે અસહાય ને એકલી કેમ જીવી શકશે ? ઉલ્ટી વધારે ક્રુરતાથી— કદાચ રીબાવીને એને મારશે ? આ સ્થિતીમાં [redacted] આ સ્થિતિમાં હુ એને કોને આધારે મુકી જાઉં ? પુત્રી ! મેં તને કોઇપણ સ્થળે એકલી ધારી નથી પણ આજે તને જગતમાં હમેશ માટે એકલી મુકી—પણ એકલી શા માટે મૂકું ? જીવનનો આ અન્તિમ પ્રવાસ પણ આપણે સાથેજ કરીએ કોઇપણ માતા પુત્રીની વસ્તુમાંથી ભાગ પડાવતી નથી. પણ આજે બધું વિપરીત થવા બેઠું છે તો કૃષ્ણા ! હું પણ તારી વસ્તુમાંથી ભાગ પડાવીશ. તારા પિતાએ તને દીધેલી આ તારી લ્હાણીમાંથી હું પણ અડધો ભાગ લઉં છુ (અડધો પ્યાલો પી જાય છે)

અમીરખાનઃ—અરે ! આ તો આણે પી લીધું ! અમીરખાન ! એકને બદલે તેં કેટલાના શિકાર કર્યા ? સંગ્રામસિંહ, રાણી ને હવે કૃષ્ણા !

(કૃષ્ણા પ્રવેશ કરે છે)

કૃષ્ણાઃ—માતા (ચમકીને) પણ તું રડે છે કેમ ? તારી આંખમાં આંસુ છે ! આજે છે શું ? હમણા પિતાએ મને જગાડી ત્યારે તેની

આંખ પણ ભીની હતી. મને ન્હાની જાણીને તમે કોઇ કંઇ પણ કહેતા નથીને મનમાં ને મનમાં મૂઝાયાં કરો છો. પણ માતા! હવે હું ન્હાની નથી. હું સમજું છું બધું પહેલાં પિતા જ્યારે જ્યારે મને જોતા ત્યારે મ્હારા સામે સ્મિત કરતા મારા સાથે ઉમળકાથી વાત કરતા; હમણા મારી જોડે નજર મળતાં તરત મ્હોડું ફેરવી નાંખે છે. ને 'મારે કામ છે' કહીને ત્યાંથી જતા રહે છે. માતા! તું પણ પહેલાં જેવી આનંદથી મારી સાથે વાત કરતી નથી. હું જાણું છું કે મારેજ લીધે તમારા પર, તમારી પ્રજા પર, આખા દેશપર વિપત્તિ સહસ્ર ધારે વર્ષી રહી છે પણ— પણ એ માતા! મને તદ્દન એ ખબર શા માટે રાખો છો? તમે ધારતા હશો કે હું ઉલ્લાસથી આનંદમાં ફરતી હઇશ—પણ તે તમારા આમત્રણ જ્યારે હું એકલી પડું છું ત્યારે પિતાનું એ ગ્લાનિ ભર્યું મ્હોડું સ્મરીને તારાએ નિસાસા સંભારી મારૂં કાળજું કપાઇ જાય છે. ઘોર વિપત્તિની ભયંકર વાર્તા સાંભળી શકીશ પણ તમે આમ બાનાં છાનાં નિસાસા નાંખતા કરો, એકલવાયા બની રડયાં કરો, મારાથી દુર રહેવા માગે—અંતરમાં વડવાનલના ભડકે બળો ને મને કંઇજ કહો નહિ—એ માતા મારાથી એ નથી જોઇ શકાતું—નથી સહેવાતું!.

રાણીઃ—કૃષ્ણા! બેટા! શાન્ત થા. તને એ કહેવાને અત્યારે અહીં બોલાવી છે.

કૃષ્ણાઃ— ત્યારે કહે. હું સાંભળીશ—હું સમજીશ.

રાણીઃ—તું જાણે છે કેની કે ની કે મેવાડ પર અત્યારે અનેક શત્રુઓ ચઢી આવે છે ને આપણને જીતવાની લેશ પણ આશા રહી નથી.

કૃષ્ણાઃ—પણ તેમાં આટલી ગભરાય છે શા માટે? શું ક્ષત્રીઓ કેસરીયા કરતાં ભુલી ગયા છે?

રાણીઃ—હા કૃષ્ણા ! ક્ષત્રીયો બધું જ ભુલી ગયા છે. ક્ષત્રીયો શૌર્ય ભૂલી ગયા છે. દયા ભુલી ગયા છે ને સ્રીનું—પુત્રીનું રક્ષણ કરતાં પણ ભૂલી ગયા છે એક ભૂલી ગયા નથી–સ્વાર્થ ને નિર્લજતા.

કૃષ્ણાઃ—માતા બધા ક્ષત્રીયો એવા નથી તું અન્યાય કરે છે–

રાણીઃ—હું કોઇને અન્યાય કરતી નથી, બધા મને અન્યાય કરે છે. પ્રજા મને અન્યાય કરે છે, ઇશ્વર મને અન્યાય કરે છે. ને ઘોર સહુથી ભયંકર અન્યાય તો તારા પિતા—

કૃષ્ણાઃ—પિતા ! પિતા તને અન્યાય કરે ? માતા ! તું શું બોલે છે ?

રાણીઃ–(કૃષ્ણા સ્હામું જોઈ રહી) ઓ કૃષ્ણા ! તું મારે પેટ શા માટે જન્મી ?

કૃષ્ણાઃ—માતા ! તારે ત્યાં જન્મવાનું તો દેવ પણ ઇચ્છે !

રાણીઃ—નાના ! શયતાન પણ માગ્યચ્છશે !

કૃષ્ણાઃ—ઓ માતા તું આમ કેમ કહે છે ?

રાણીઃ—ત્યારે હું શું કરૂં ? જ્વાળામુખીનો ધગધગતો લાવા આવે તો અંદર ધસી જાઉં, પૃથ્વી ફાટે તો એમાં સમાઇ જાઉં–પણ આ એક ન્હાનું સરખું હૃદય ફાટતું નથી તો પૃથ્વી તો ક્યાંથીજ ફાટે ?

અમીરઃ—ફાટશે, ફાટશે. ગભરાઓ નહિ ! એ ફાટશે ને એમાંથી દોજખનો આતશ નીકળશે !

કૃષ્ણાઃ—ઓ માતા ! તું આ શું કરે છે ?

રાણીઃ—અત્યારે હું તારી માતા નથી. ન્હાનપણમાં ખોળામાં બેસાડી કલાકોના કલાકો સુધી તારૂં મુખ સામું જોઇ રહેતા, લડના વિવિધ શબ્દે તને બોલાવતી, તું કાલાકાલા શબ્દો બોલતી ત્યારે

ચર્ચથી છલકાઇ જતી, તું હસતી ત્યારે આનંદમાં ડૂબી જતીએ તારી માતા તે હું નહિ. હું તો ઘોર, હૃદયહીના ઘાતકી, લોહીતરસી.

કૃષ્ણા:–ઓ માતા! ઓ માતા! તને શું થાય છે? હું બોલાવું પિતાને?

રાણી:–મને મને? શું થાય? મને કંઇ થતું નથી.

કૃષ્ણા:–ત્યારે તું આ શું કરે છે?

રાણી:–હું કંઇ કરતી નથી. મારે કંઈ કરવું નથી. તું ગભરાઇશ નહિ.

—કૃષ્ણા—

કૃષ્ણા:–શું કહે છે?

રાણી:–( કંઇ બોલતી નથી. )

કૃષ્ણા:–કેમ બોલતી નથી? શું છે કહેની! ( ગભરાઇને ) ઓ માતા! આ શું તું મને કંઇ કહેવા માગે છે પણ તારાથી કહેવાતું નથી. બોલ, બોલ! તું જરાય પણ ગભરાઇશ નહી. તારી આજ્ઞાનો મેં કદી પણ અનાદર કર્યો છે? તુ જે કહેશે તે હું કરીશ.

રાણી:–ઓ કૃષ્ણા! તારા કોડ મારાથી ન પૂરાય, તને લાડ ન લાડવાયા, તારા અભિલાષ અપૂર્ણજ રહ્યા.

કૃષ્ણા૦:–પણ તેનું આજે શું છે?

રાણી૦:–આજે મારે એ કોડ પૂરવા છે, પેટ ભરીને તને લાડ લડાવી લેવા છે તારા અભિલાષ છલાછલ

કૃષ્ણા૦:–(રાણીના ડોળા રક્તમું જોઇ ચમકીને) દુઃખથી તને તાણ મગજને.

રાણી૦:–ના ના ગભરાતી નહિ કૃષ્ણા દુઃખીના મગજ ઇશ્વર દુઃભાગ્યે મજબૂત બનાવે છે.

અમીર૦:—ને એ મજબુત મગજ પાસે નબળા જીગરનો ચૂરો કરાવે છે.

કૃષ્ણા૦:—ત્યારે પણ આ છે શું ? હું આવી ત્યારે તુ રડતી હતી, તું કહેવા માગે છે તે કહી શકતી નથી ન કહેવાનું કહી દે છે; ઉંડા વિચારમાં પડી જાય છે, બ્હાવરી, નજરે મારા સ્હામું જોઇ રહે છે ! શા માટે આટલી દુઃખી થાય છે ? કહે, મને કહે—જે કહેવુ હોય તે નિરાંતે, સુખથી કહે ઓ માતા ! તું નહી તો હું તો હુ ગાંડી થઇ જઇશ ! તારા આ શબ્દો સાંભળીને મારૂં મગજ જામી જાય છે અત્યારે મધ્ય રાત્રિના મને જગાડી, ને—ને પછી તું આમ ન સમજાય એવું બોલે છે—ગભરાઇ જવાય એવી રીતે મારા સ્હામુ જોયાં કરે છે ! માતા ! માતા ! તુ આમ કેમ કરેછે ? મારાથી આ નથી જોવાતું – તારા આ શબ્દો મને ગાંડી બનાવી મુકશે ! (સ્વર રૂંધાઇ જાય છે. પ્યાલા સ્હામું જોઇ) હા ! કેટલી તરસ લાગી છે ! (પ્યાલુ મ્હોડે માંડવા જાય છે)

રાણી૦:—ઓ—નહી ! કૃષ્ણા ! એ પીશ નહિ !

કૃષ્ના૦:—(પ્યાલું મુકી દઇ સભય) કેમ ? મને તરસ લાગી છે

રાણી૦:—એ તારી તરશ નહી મટાડે એમાંતો—

કૃષ્ણા૦:—કેમ ? કેમ ? એમાં પાણી નથી ? ત્યારે એમાં આ આ શું છે ?

રાણી૦:—એમાં—એમાં ઝેર છે.

કૃષ્ણા૦:—ઝેર—આમાં ઝેર છે. (પ્યાલીને રાણી સામું જોઇ વસ્તુ સ્થિતી જોઇ રડવા જેવી થઇ જઇ) ઓ માતા ! ઓ માતા ! તેં આ—તેં આ—

અમીર૦:-( આંખની ઇશારતથી ) હા. એણે એ-પણ તારે માટે રહેવા દીધું છે.

રાણી૦:-ના ના ગભરાઇશ નહી. એ મારે માટે નથી.

કૃષ્ણા૦:-ત્યારે એ કોને માટે છે ?

રાણી૦:-કોઇને માટે નથી એ તો અમથુંજ રહિ પડ્યું છે.

કૃષ્ણા૦:-ના ના એમ ના હોય આ પ્યાલો અમથોજ અહીં કેમ હોય એમ ના બને.

રાણી:-અમથોજ છે. પણ જવા દે એ વાત. પડી રહેવા દે આ પ્યાલીને. તું આમ આવ.

કૃષ્ણ:-નાના બોલ એ મારે માટે નથી ?

રાણી:-નાના. તારે માટે તે હોય !

કૃષ્ણા:-નાના. બોલ સાચું કહે એ મારે માટે નથી? ત્યારે અમથોજ પડ્યો છે આ પ્યાલો? બોલ બોલ માતા ગભરાઇશ નહિ કહે ને

(ભીમસીંહ પ્રવેશ કરે છે)

ભીમ:-કેરી કેમ કીધું ;

અમીર:-કેણે કીધું તે તમે જાણશો ત્યારે—પણ હજી કરવું જોઇએ તે નથી કીધું.

રાણી:-મહારાજ ! મારાથી એ નહિ થાય. તમે કહો

ભીમ:-(કૃષ્ણા સામું જોઇ સ્વગત) દેવી તારો વાંક નથી આને જોઇને મને તેવું કઠોર હૈયું પણ પીગળી જાય તો માબાપની તો શીજ વાત ?

કૃષ્ણા:-પિતા પિતા ! શું છે મને કહો—કહો મને

ભીમ:—કૃષ્ણા! પુત્રી! આજ સુધી મેં તને અનેક વસ્તુ આપી હશે પણ આજે બદલામાં તને કદી આપી નથી એવી—કદી પણ આપી શકીશ નહી એવી વસ્તુ તારી પાસે માગું છું—મારે ખાતર નહી મારા સુખને ખાતર નહી પણ પ્રજાના હિતને ખાતર. મેવાડના કલ્યાણને માટે.

કૃષ્ણ:—પિતા! તમારી આજ્ઞા કદીપણ ઉલ્લંઘી છે?

ભીમ:—હું આજ્ઞા કરતો નથી. કૃષ્ણા પ્રજા આજ્ઞા કરે છે મેવાડ સમસ્ત આજ્ઞા કરે છે.

અમીર:—અમીરખાન હુકમ કરે છે.

કૃષ્ણા:—કહો શી આજ્ઞા કરે છે?

ભીમ:—(કંઇ પણ બોલ્યા વગર પ્યાલા સામુ જોઇ રહે છે)

કૃષ્ણા:—કેમ બોલતા નથી—હા સમજી! મેવાડ મારૂં મૃત્યુ માગે છે ને તે પણ તમારે હાથે!—મેવાડની પુત્રીઓને સાળા લેવા રણ! મેવાડમાં ક્ષત્રીઓનો સમુળો નાશ—(એકાએક કંઇ નિશ્ચય કર્યો હોય તેવી રીતે) અરે ભૂલી. માફ કરો પિતા! માતાના શબ્દોથી મારૂં મગજ ભમી ગયું હતું. હું શું બોલી ગઇ તેનું મને ભાન ના રહ્યું. (રાણી સામું જોઇ) એમાં આટલી બધી ગભરાતી હતી તું! દેશને ખાતર પ્રાણ દેવો એતો માતા આપણો યશસ્વી કુલ–ધર્મ. માતૃભુમિ માટે દેહની આહુતી આપવી એ તો માતા! ક્ષત્ર કુળનો મંગળ કુલાચાર! આપન રહ મુ લીધે દુઃખી જેઉં આ પ્યાલું (પ્યાલું લેવા જાય છે. રાણી એકાએક પોતાના હાથમાં લઇ લે છે.) માતા! છોડ આપ મને એ પ્યાલું.

રાણી:—ના કદી નહી.

કૃષ્ણા:—માતા, ક્ષત્રિયાણી થઇને તું આમ કરે છે? જન્મ ભૂમિના હિતને અર્થે મેવાડના શ્રેયને માટે—

રાણી:—મેવાડ ! એ હીન—સત્વ, બાયલા, સ્વાર્થી મેવાડ

કૃષ્ણા:—માતા !

ભીમ:—દેવી મેવાડને કંઇ ના કહીશ !

રાણી:—કહીશ ! કેમ ન કહું ? મેવાડને શો હક છે. મારી પુત્રીનું અકલ્યાણ તાકવાનો ?

ભીમ:—જન્મભૂમિનો પોતાના બાળક પર સર્વ પ્રકારનો હક છે.

રાણી:—પણ મેવાડની પ્રજા બાયલી છે. મેવાડની પુત્રીઓનું રક્ષણ કરતાં તેને નથી આવડતું તો તેનો જીવ લેવા એ શેની તલસે છે ?

ભીમ:—દેવી ! નિર્બળને માટેજ બળવાનને મરવું પડે છે. નિર્માલ્યજ સત્ત્વવાનને હણે છે દુનિયા આખી એવી છે. આબ અગ્નિને બુઝાવે છે.

કૃષ્ણા:—માતા તું એમ શોક ના કર જો ! રાત વીતી જવા આવી છે. લાવ એ પ્યાલુ, પીવા દે મને માતા મેવાડનું મંગલ નિરખતી તારી ગોદમાં સૂતી સૂતી, હસતી હસતી હું આ રાત્રિ સાથે શાન્તિથી સરી જઇશ આવા મીઠા મરણ, તો દેવ પણ વાંચ્છે આવા મૃત્યુ તો માંગ્યાથે ન મળે લાવ, લાવ, માતા ! વાર ના કર.

રાણી:—ઓ ઇશ્વર ! જગતમાંથી તો દયા જતી રહી છે. પણ તારી પાસેથી પણ નથી રહી ?

અમીર૦:—ખુદાએ રહમ શયતાનના હાથમાં સોંપી છે !

કૃષ્ણા:—માતા ! માતા ! તારે તો મને હિમ્મત આપવી જોઇએ તેને બદલેતું જ આમ ના હિમત થઇ જાય છે ? માતા !

તેજ મને શિખવ્યું છે કે મૃત્યુ એ જો નવજીવનનું દ્વાર છે. તેજ મને જગતના કલ્યાણને માટે જીવ હોનારાઓની ક્ષમા કહી છે દેશને ખાતર, કુળની કીર્તિને કાજે અગ્નિમાં ઝંપલાવનારી શૂરી ક્ષત્રિયાણીઓના એ અદ્ભુત જોહારની વાર્તા માતા! તેજ મને કહી છે. ક્ષત્રિયકુળના મુકુટમણિ રાણા પ્રતાપના વિરલ ભોગની ગાથા તેજ મારા આગળ ગાઇ સંભળાવી છે. મારી નસમાં પણ એજ લોહી વહેછે. હું તારીજ પુત્રીછું; "આ વીર પ્રસૂ મેવાડની દુહિતા છું તું તારીજ પુત્રીને ભીરૂ, સ્વાર્થી, દેશદાઝ વિહોણી જોવા માગે છે? તું શું તારીજ પુત્રીને હાથે સિસોદીઆની કીર્તિને કલંકિત કરાવવા માગે છે? તારીજ પુત્રીને હાથે તું મેવાડના સુવર્ણના અક્ષરે લખાએલાં ઇતિહાસનાં પાનાં કાળાં કરાવવા માગે છે?

રાણી૦:—ઓ કૃષ્ણા! પણ તું મને મરવા દે. પછી તારે કરવું હોય તે કરજે હું બહુ વખત નહિ જીવું!

કૃષ્ણા૦:—માતા જો હઠ ના કર એક મારા જીવનથી કેટલા અનર્થ થાય છે! હું જીવતી રહીશ તો અનેક નિર્દોષ મનુષ્યો હણાશે, કંપાવતી આ પ્રિયભુમિ ઉજ્જડ અરણ્ય જેવી થઇ જશે, બાપા રાવળના વંશને માંહો માંહ લડીને કપાઇ મરશે આ પુણ્ય ભૂમિનું પુરાતન ગૌરવ હમેશ માટે અસ્ત પામી જશે જગત આપણો તિરસ્કાર કરશે.

રાણી૦:—ભલે કરે! જગતના તિરસ્કારને હું ઇશ્વરના આશિષ પેઠે વધાવીશ.

કૃષ્ણા૦:—માતા! શોક મુકી દે એક તારૂં હૃદય પીડાશે, પણ અનેક હૃદય પીડા મુક્ત થશે એક તારી પુત્રી જશે, પણ મેવાડની

ભાગ્ય કુમકુમાક્ષરે લખાશે. માતા ! એક વ્યક્તિના સ્વાર્થને માટે મેવાડ સમસ્તનું અહિત કરશે ?

રાણીઃ—હું એ કાંઇ સમજતી નથી. હું તો મારી પુત્રી—

કૃષ્ણાઃ—માતા ! દેશને માટે તું આટલો ભાગ ન હ આપે? તારી પુત્રીના મૃત્યુથી મેવાડનું મંગલ થાય એ તને નથી ગમતું ? તું મને ભૂલી જા—

રાણીઃ—કૃષ્ણા ! સ્મૃતિ રહેશે ત્યાં સુધી તો તું નહી ભુલાય ? મારી ભાગ્યહીન.

કૃષ્ણાઃ—ભાગ્યહીન ? માતા ! જન્મભૂમિના કલ્યાણને માટે દેહત્વો માની હુંફભરી સોડમાં મૃત્યુ પામવું એ તો કોઇ વિરલ ભાગ્યશાળીનાજ લલાટમાં લખાયું હોય છે.

રાણીઃ—ને પ્રાણથી પણ વ્હાલી એની પુત્રીનાં મુખ આગળ ઝેર ભર્યું પ્યાલું ધરવું, નજર આગળ તેને મૃત્યુ પામતી નિહાળવી એ પણ કોઇ વિરલ ભાગ્યશાળી માતાનાજ લલાટમાં લખાયું હોય છે !

કૃષ્ણાઃ—માતા ! તારાં હાથનાં ઝેર એ તો મારા અમૃત !

રાણીઃ—પુત્રીઓને આવાં અમૃત આપવાનું ઓ ઇશ્વર ! તું દુશ્મનના ભાગ્યમાં પણ ના લખતો !

કૃષ્ણાઃ—માતા ! ઓ માતા ! તું આમ હૃદય—દુર્બળતા ના બતાવ.

રાણીઃ—કૃષ્ણા ! દીકરી ! મને તેવું પણ એ હૃદય છે—પત્થર નથી ! હૃદય-દુર્બળતા હશે પણ હૃદયહીનતા નથી મારામાં.

કૃષ્ણાઃ—ઓ બા ! તું આમ રડ નહિ. તું આમ ન કહે. મરણ વખતે પણ મને દુઃખી ના કર. તને રડતી જોઇને મારા બધા

નિશ્ચય ગળી જાય છે. તારાં આ આંસું મને નિર્બળ બનાવી મૂકે છે. માતા! મરતી વખત મને એ આંસું ખૂંચશે. મૃત્યુ પછી પણ એ આંસુ મારી ફિસામાં ખડાં થશે. તું રે ના નહિ! આજે રડવાનુ નહિ. આજે તો મંગળ દિન–

રાણી:–ના પુત્રી ! આ તો ઘોર ભયંકર રાત!

કૃષ્ણા:–પણ માતા! આજ રાત્રિમાંથી મેવાડ પર પ્રભાતના પ્રથમ મંગલકિરણો ફરશે. આજ રાત્રિમાંથી મેવાડની સ્વતંત્રતાનો બાલભાનો ઉગશે. આજ રાત્રિ મેવાડના કલહનો અંત જોશે. આજ રાત્રિમાથી અમોઘ શાંતિનો ઉદય થશે.

રાણી:–પણ મારો ચન્દ્ર હંમેશ સારૂ આથમી જશે!

કૃષ્ણા:–માતા! મેવાડ આખાની આશિષ તારા પર ઉતરશે. પ્રજાની કકળતી આંતરડી તારી કૃપાથી ઠરશે. તારીજ કૃપાથી રુધિરની નદીઓ વ્હેતી અટકી જશે. તારી કૃપાથી મેવાડ જીવતુ રહેશે. માતા! નીચાં મસ્તકે તારે આમ વિષાદમાં ઝૂરવાનું નહિ, તારે તો ગૌરવથી ઉંચા મસ્તકે પ્રજાની આશિષ સ્વીકારવાની. લાવ આ પ્યાલો. વાર ના કર. માતા! મારે માટેનો તારો સ્નેહ મેવાડ તરફ રાખ, એકને બદલે અનેકની શાંતિ માટે યત્ન કર, મારે બદલે પ્રજાની ઉન્નતિ સાધ, મને નહિ પણ મેવાડને જીવતું રાખવા મથ! હું એકલીજ તારી પુત્રી નથી, પ્રજા આખાની તું માતા છે. તારા એક બાળક તરફ પક્ષપાત ના કર.

રાણી:–મારે તો એકજ પુત્રી છે, પણ ને પણ મને સાચવતાં ન આવડી.

કૃષ્ણા:–માતા! હઠ છોડ હવે. જો રાત્રિ લગભગ વીતી જવા આવી છે. હમણાં પ્રભાત થશે એટલે મહેલ આખો જાગી ઉઠશે, આમ મને એ પ્યાલું (પ્યાલું લેવા જાય છે)

રાણીઃ—નહિ! નહિ! ઓ કૃષ્ણા! નહિ, નહિ!

(કૃષ્ણા સ્હેજ બળ કરી પ્યાલું ઝુટવી લે છે બેભાન જેવી રાણી હાથમાંથી જવા દે છે)

કૃષ્ણાઃ—આમાં મારે માટે કદાચ ઝેર હશે પણ મેવાડ! તારે માટે તો અમૃત છે.

રાણીઃ-(રાજાને) નાથ! મારા સૌભાગ્યના સૂર્ય! મેં તમારી પાસે હજી સુધી કદી પણ યાચના કરી નથી,—હવે પછી કદાપિ કરીશ નહિ. પણ આજે એક છેલ્લી ભીખ—કોઇ ભિખારીએ નહીં બતાવી હોય તેટલી દીનતાથી ઓ નાથ! હું તમારી પાસે માગું છું; મારૂં સર્વસ્વ લ્યો. એને પણ ભિખારી બનાવી દો પણ ઓ મહારાજ! મ્હારી કૃષ્ણાને ફક્ત જીવવા દો! કૃષ્ણાના જન્મ પછી આપણે પ્રથમ મળ્યા ત્યારે તમે શું બોલ્યા હતા? યાદ છે તે આજે? આજ સ્થળે બેસીને આપણે એને સારૂં કેવું ભાગ્ય ઘડતા હતા—કેવું સ્વર્ગ રચતા હતાં? એ બધું જૂઠું? એ સૌ અમથુંજ તે દિવસે જ્યારે કૃષ્ણા માંદી હતી—જીવતને મરણ વચ્ચે ઝોલાં ખાતી હતી ત્યારે આજ સ્થળે બેસીને તમે મારા ખાળામાં શાં વચન કાઢ્યાં હતાં? એ ફક્ત બોલવાનાંજ હતાં?

ભીમઃ—દેવી! દેવી! તું મુંગી રહે—

રાણીઃ-મહારાજ! તમારો નિશ્ચય ફૂટેજ નહીં એમ હોય તો પહેલાં મને મૃત્યુ પામવા દો. હું બહુ વખત નહિ જીવું. હું સાચું કહું છું કે થોડો-વખત હું અહિં નહિ રહું હું જાઉં પછી તમારે જે કરવું હોય તે કરજો. હમણા થોડો વખત—એક દિવસ—આટલી આ રાત—

ભીમઃ—બસાર દેવી! બસાર મારાથી આ નથી સંભળાતું.

કૃષ્ણા:–પિતા ! વિદાય ત્યારે ઇશ્વરની કૃપા હશે તો કદાચ આપણે પણ મળીશું. ગાયન ૨૪ મું પણ પિતા ! પ્રજાના આભાર ભર્યા હ યે તમારા તરફ પૂજ્ય ભાવથી હો, મેવાડના સન્તાનોની કૃતજ્ઞતા ઝરી આપો તમારા તરફ અમી વર્ષાવી રહે, ને તમે મેવાડની ઝંડાની સમૃદ્ધિ જોઇ ગર્વથી આનન્દિત ઉરે ઇશ્વરનો આભાર માનો ત્યારે કોઇક–ઘડી બે ઘડી–મારું સ્મરણ કરજો. રાજ્યના કાર્યમાંથી નિવૃત્તિ પામો ને આપણા ઉપવનમાં જાઓ ત્યારે મારાં વાવેલા વૃક્ષો જોઇ તમારી કૃષ્ણાને સંભારજો ! તમારાં એ સ્મરણો મૃત્યું પછી પણ મને વ્હાલાં લાગશે. (રાણી સ્હામુ જોઇ) માતા ! મેં તને જીવતાં દુઃખી કરી હવે મરતાં મરતાં પણ તને ઘા કરતી જાઉં છું. ઓ માતા ! માફ કર મને. મારા મૃત્યુ પછી તું શોક ના કરતી. મારો આત્મા તારી પાસેજ રહેશે હું તારીજ છું ને મરણ પછી પણ તારીજ રહીશ. મને કહે, વચન આપ કે તું રડશે નહિ. તું રડયા કરશે તો મારો જીવ નહિ ચાલે આ પિતાને માતા ! હું જઇશ પછી મેવાડ આખું આનન્દ કરશે, એ આખા મેવાડના આનન્દમાં તારૂં દુઃખ ભૂલી જજે ! મેવાડના સન્તાનોના મુખપર સ્મિતની રેખાઓ ફરકશે, સૌના સ્મિત જોઇને તારાં આંસુ લૂછી નાખજે. મેવાડના મન્દિરે મન્દિરે દીપકમાલા પ્રકટશે, એ દીપકમાલાના પ્રકાશમાં તારી પુત્રની ચિતાના ભડકા ભુલી જજે ! પ્રજા પર શાન્તિના સામ્રાજ્ય અવતરશે, એ શાન્તિમાં તારી અશાન્તિ દુબાવી દેજે ! માતૃભૂમિના મંગલમાં પુત્રીનો શોક વિસારજે ! પ્રજાના ઉત્સવમાં વિષપાનનો આ કરૂણ પ્રસંગ ભુલી જજે !

રાણીઃ—પ્રજાના ઉત્સવ મારે જોવા નથી! હું તારી સાથે આવીશ! તારાથી પહેલી જઇશ.

કૃષ્ણાઃ—(ભીમસિંહ સ્હામું જોઇ) પિતા, મૃત્યુ વખતની મારી આ છેલ્લી યાચના છે. માતાને સંભાળજો. એને કોઇ પણ પ્રકારનું દુઃખ ન આવે, જો જો! એનું દુઃખ ઘટાડવા યત્ન કરજો. હું—મારો શોક—એના સ્મરણમાંથી સરી જાય એવું કરજો. પિતા મને કહો કે તમે માતાને—

ભીમઃ—હા! હા! પણ તું માગ સ્હામું લાજે. મારાથી તારૂં મ્હોડું જોવાતું નથી.

કૃષ્ણાઃ—પિતા!

ભીમઃ—પિતા? હું તારો પિતા નથી. તારે સારૂં ઝેર તયાર કર્યું તે પ્હેલાં તારા પિતાએ ઝેર પી લીધું. તારો પિતા મરી ગયો! હું તો રાજા છું. પ્રજાનો—બાળકનો નહિ! જગતમાં તો તારો પિતા કોઇ નથી. તારો પિતા તો (આકાશ સામું જોઇ)—ના, એ પણ તારો પિતા નથી!

કૃષ્ણાઃ—પિતા! તમે પણ અત્યારે આમ—

ભીમઃ—ના, ના. હું હવે કંઇ નહિ બોલું. તું હવે—

અમીરઃ—તું હવે, પોતેજ સળગાવેલા આકાશમાં કોયલો બળી જાય છે તેમ તારાજ ચશ્મએ પયદા કરેલી મારા જીગરની આગમાં ખાખ થઇ જા!

કૃષ્ણાઃ—હા, વધારે વખત ખોવાની જરૂર નથી, (પ્યાલા સ્હામું જોઇ સ્વગત) ન્હાનકડા આ પ્યાલામાં આખું વિશ્વ ડૂબી જશે? મૃત્યુ પછી મારૂં શું થશે? પ્રભો! હવે તો તું શાન્તિ આપશોને? કે હજી પણ બીજી જીન્દગીમાં મારે દુઃખો ખમવાના

જ હશે ? દૈવ ! અમે તેટલાં દુઃખો નિર્માણ કરજે—હું તે બધાં સહીશ પણ હવે મા બાપનાં હૃદય બાળવાનું મારાં ભાગ્યમાં ના લખતો ! માતા ! તું હવે કદી પણ મને મળી શકશે કે નહિ ? પ્રભો ! મને જ્યાં જન્મ આપે ત્યાં આજ માતાને પેટે અવતારજે ! (એક ઘુંટડે પ્યાલું પી જાય છે.

ભીમ૦:—પચાસ ! છલોછલ ભરેલો પ્યાલો આટલીવારમાં પી ગઈ તું ?

કૃષ્ણા:—છલ છલ ભરેલો ન્હોતો. એ તો અડધોજ હતો ?

ભીમ૦:—અડધો ? ત્યારે બાકીનો—

રાણી૦:—હું પી ગઈ ! કૃષ્ણાને પાતાં પ્હેલાં મેં પી લીધું ?

ભીમ૦:— } તેં ? હું ! !
કૃષ્ણા:— }

હમીર:—એકને બદલે બે—માહર દુષ્તર સાથે છે !

ભીમ૦:—તે ! ને પણ પીધો એ પ્યાલો ! ! (ઉન્મત્ત પેઠે ) મેવાડ ! મેવાડ ! !

પડઘો:—મેવાડ ! !

( પડદો પડે છે )



# ગાયનો

## અંક ૧લો

૧

### મંગળાચરણ

તીરે સાગરને સુરાસુર બધા ભેગા સુધા પામવા.
કીધું મંથન સિંધુના હ્રદયનું, રત્નો ય લાધ્યાં નવાં;
કિંતુ સાગર-ઉરથી સળગતું, બ્રહ્માંડને બાળતું,
જ્વાલામાલ કરાલ કાલ સમજો સર્વત્ર ફેલાવતું;
એવું ત્યાં વિષ કાલકુટ નિસર્યું, મુંઝાય દેવાસુરો,
બ્રહ્માંડો પ્રલયે હવે જળી જશે, ઉપાય કો ના રહ્યો;
હૈયે ના વિષ એ હલાહલ કદી ધારી ધરાયે શકે,
એના દર્શનથીજ મૃત્યુ મળતું–હાવાં મહે કોણ એ !
ત્યાં જેણે હિત સાધવા સકળનું, સંસાર ઉદ્ધારવા,
કીધું એ વિષપાન ઘોર, જગને કાલાગ્નિથી તારવા;
કંઠે નીલ કલંક ધારી ઉજળી કીર્તિ કરી જેમણે
તે શ્રી શંકર સાર્થ શંકર બની અર્પો સહુ ક્ષેમને !

૨

અવૈયો

૩

કુંવરી:—આ શો મુક્યો ભાર?

રાજ્યાશ્રિરે

આ શો મુક્યો ભાર ?
એક પીડા ઉર ખમે ન તેને સર્વની ચિંતાના પ્રહાર
સ્વશોક દુઃખના મનને કરવા અવર હિતનાય વિચાર—આ શો
રાજપ્રાસાદના પત્થર પત્થરે દુઃખના ઉભા પ્હાડ,
ફુલશય્યાના કુસુમ કુસુમે ચિંતા કેરા ઝાડ—આ શો
સરવર પર મધુરી પવનલહેરી સ્વચ્છંદે નિત વાય
સ્વતંત્રતાના જીવન એવાં; સ્વપ્નેય તે ન પમાય—આ શો

૪

કુસુમ:—

મીઠાં મીઠાં હાસો રોયોને ફુલડાં! મધુર તારા હાસે હું પરવશ થાઉં
રસગંધ તારા હૈયે ધરાવું તારા ચરણે હું શિરને ઝૂકાવું. મીઠાં૦
કળીએથી તારી, સૌંદર્ય નીતરે,
ચિમળાય તોય ઉરે, રસસુધા નિર્ઝરે;
પળ એક જીવી તું, મૃત્યુને ઉરે ધરે,
મરે ભલે પરંતુ દેવને શિરે મરે.
ટૂંકી ટૂંકી રેખ આયુની તારી તોય અનેરું શું તહિં લખાવું ! મીઠાં૦

૫

અમીર:—માણુ ઝીલાશે ના આણ,

એ નઝરોના

બાણુ ઝીલાશે ના બાણ

એ ન શમા તુજ સ્નેહ ઉજાળે,
એ પરવાના ! તુજ દિલ બાળે;
ભટકી થશે હયરાન—એ નઝરોના૦—
એ ઇશ્કચિરાગે લ્હાય સળગશે,
બાગે દિલ તુજ ખાખજ થાશે;
જીગર થશે વેરાન—એ નઝરોના૦—

૬

સંગ્રામ:—દર્શન તણી તુજ આશમાં દિન સર્વ મુજ જાતા વીતી,
રજની લઇ મુજ આંસુડાં તુજ ચરણ રમ્ય પખાળતી;
દિવસો દીધાં, રજની દીધી, સ્વપ્નો દીધાં તુજને સખી !
ને તોય દઉં હજીયે કંઇ હું—આશ એ અધુરી રહી !

૭

સંગ્રામ૦:—એને કાજે મુજ પ્રાણ પડે !
પ્રાણ પડે આનંદ વડે—એને કાજે૦—
મુજ મરણે સંસારરણે જો ક્ષણ વધુ એ કલિકા વિલસે,
આંસુ ઓઘમાં જાઉં ડુબી જો સ્મિત એ વદને એક લસે;—એને કાજે૦
વિષ હલાહલ જાઉં પી જો એ રસજ્યોતના નિ.ય હસે
રસ લુંટી મુજ જીવનનો પલક એ જીવન ભર પૂર્ણ હસે !—એને કાજે૦

૮

શિવજી:—આવ્યો રે ! આવ્યો શિવજી સેવશિરોમણિ આવ્યો,
લાગ્યો રે ! લાગ્યો ઘૂઘરા કચોરી લાગ્યો.
મારા ભજીયાની નવાઇ,
એમાં લીંબુની ખટાઇ,

ચાખી જોજો મારા બાઇ!
એમાં ભરી છે મસ્તાઇ—જરા બેસો...બાજો રે—

૯

નવાબ:—જરા બેસો મહેમાન માન રાખો
નવાબી પાન આપો, ચાખીને ચખાડું—જરા.
નવાબ:—આ છે પ્રેમીનો હવાડો,
પ્રમિલા:—મામી દિલનો આ જોજો ભવાડો—જરા.
પ્રમિલા:—લઇને પાન ભુલી ભાન, ખાનદાન! ખસો,
નવાબ:—અજો મસ્તાન તમ તાન મહિં કંઇક હસો!
પ્રમિલા:—હસું પણ હાય! મમ ભાઇ રડે બાઇ વિના,
નવાબ:—બનો નવાબની બેગમ પછી શાની કમીના?—જરા.

૧૦

અજીત:—તારી એળે ગઇ જીંદગી પ્રાણી કૃષ્ણા સમર મનમાં
ધામ ધખ્યો ને ધરણી ધીકી દાહ ઉઠયો મનમાં.
માર્ગ સુનો આ સાથી ન કોઇ ભૂલો પડયો વનમાં—જરા.
વસ્તુ ગઇ ને રહ્યા ઓછાયા બીજું ન જીવનમાં,
ખર્યા—સુકા પાનની પેઠે રવડયો આશા—પવનમાં—જરા.
રાધાનો હૃદયેશ, વ્રજને સિંધુ તની જશ
બીજાં ચિંતા ક્લેશ શિરે છોડી સુકાનીને—જરા.

# અંક બીજો.

૧૧

નવાબ:—મારી પ્યારી બનજે પ્રીતરે શરમાળ લાડી બાળા.
પ્રમિલા:—લયલામજનુની જોડી રે.

નવાબ:—સબલાના કરજે ચાબા-મારી૦
પ્રમિલા:—રંગરાગ ઉડાવીશું બીચીબીચીની બહાર,
નવાબ:—દિલ દરવાજા ખોલીને તું મુજથી કરજે પ્યાર-મારી૦
પ્રમિલા:—એના પોપટ રંગથી કરતા લીલાલ્હેર
નવાબ:—સ્વીકારજે આ દાસને કરી અબલા દેવી! મ્હેર-નારી૦

૧૨

સંગ્રામ:—દીઠાં ન પ્રેમથી ભીનાં કદિયે નેન મેં એના,
કદિ સ્મિતની સુધાધારા ન વર્ષી મુખથી એના.
અરે! આ જન્મ કા દીધો? ન મુ તાહાર કાં કીધો?
ચમકતો ગર્વથી રસથી વિરાજત કંઠમાં એના!
કીધું હત ફુલ આ બાગે, ખીલીને હું અનુરાગે,
પરિમલ પ્રેરી દિગ્બાગે અલકપટ પર લસત એના!
બનાવી માર્ગરજ અથવા, મૂકયો હત પ્રેયસીપથમાં,
ચુમન્તો નિત્ય આનંદે, ચરણકમલે વસત એના!
જીવન છો ના ભર્યું આશી, શરીર આ ભસ્મ જ્યાં થાશે
પવનથી ખાખ એ મારી ઉડી ઠરશે પદે એના!

૧૩

કુંદન:—સંધ્યા રંસિલી લસતી,
મેવડના નભને રંગતી રસથી-સંધ્યા૦
રસળી કમલાગણુ પસે રાંઇ લંબાવી નિજ કર ધીરે
રવિરાજ નગ્નતાજ ઢુંડ્યો જાઇ પશ્ચિમ નિધુતીરે-સંધ્યા૦
ના દિનકરને ના રજનીવર કીધું એકજ તેજ લસે,
ઝાંખો ઝાંખો દેશ દીસે જ્યમ સ્મિત હતાશમુખે વિલસે-સંધ્યા૦

ઝાંખું એય ન તેજ રહેશે, સંધ્યા નભપટથી સરશે,
પછી તો ઘોર અંધારું નિશાનાં દેશપરે ઉતરશે—સંધ્યા૦

૨૪

સંગ્રામ—અજબ રીતની પરમ પ્રીતની રસસાંકળી વસે,
જગત સાથે મનુજ ઉરને જે જોડતી રસે રસે—અજબ૦
કડી એક એની તુટી કે પછી ન કૈં વળે,
પૃથ્વીને મુકી પછાડી ઉર દુર કૈં ખસે ધસે !—અજબ૦
મર્યું—ખર્યું તરુ ન તે ફરી લીલું થશે,
પડ્યો—ઢળ્યો રસ તે ફરી ન કો મસે લસે—અજબ૦
વનમાં એકલ વૃક્ષ શો ઉભો જલધિ કંઠે,
અનંત નભ, અંભોનિધિ; અન્ય ન સાથી સંગ;
ઉતરે આંસુબિંદુડાં ઝાકળનાં, ઉરમાંય,
તે પણ ભોળી રહેજને સૂર્યકિરણે ઉડી જાય !
ઉડી ગયું એકવાર કે કુસુમ ના હસે
વસંત ભો પૂરે જીવન પૃથ્વીના નસે નસે !—અજબ૦
ભર્યાં ભર્યાં આ વિશ્વમાં તેનું ન કો હશે.
સૂનકાર ઉરમાં, ન કે બીજું કશી વસે !—અજબ૦

૨૫

નવાબ:—વરરાજા થઇ ઘોડે ચડશું
ભાઇ તમે સૌ આવજો—સૌ આવજો—વરરાજા૦
બરફી પેંડા સૌને મળશે,
મુજ અંતરની આશા ફળશે,
પણ પ્રિય મિત્ર પ્રભી તે વારે
પ્રેમે સૌ કંઇ કંઇ લાવજો—વરરાજા૦

૧૬

સંભ્રમ —આજ દિસે શાં વાદળ છાયાં !
ક્ષણુ ક્ષણુ ઘેરી થાતી છાયા–શાં૦
ઝઝૂમે ગગને કારમો ઘેર કંઇ અંધાર,
દિશાના પણુ હૃદય પર જાણે રાજે ભાર
લોચનનાં તેજ સર્વ હણાયાં–હણાયાં–શાં૦
શું થાશે તે અંતરે સ્હેજે ના સમજાય,
ભાવિની સમશેર પણુ શિર પર ઝોલાં ખાય
તર્કો–વિતર્કો ઉર ઉભરાયા–ભગાયા–શાં૦

૧૭

તૃષ્ણા:–ઘૂટડા ભરી ભરી પીઓ કો રસનાં સરોવરે છલકાય,
રસનાં સરોવરો છલકાય રસિકનું મન દેખી મલકાય–રસનાં૦
કુંજે કુંજે ફુલડાં ડોલે ચૂમે લલિત વસંત,
વન વન પવન રસ ભરતો લીલા હસે અનંત;
ખોબે ભરી ભરીને લ્યો કો હૈયે નવું નવું હિંચકાય–રસનાં૦
સરોવરો છલકે છલકાતાં રસજીવનને અર્થ,
ધન્ય ઝીલે રસરાજ હંસ કો બગ ઊભા રહે વ્યર્થ;
ખોબે ભરી ભરી ઝીલો કો પ્રભુની રસભુતા પથરાય–રસનાં૦

—મુખારહાર

# અંક ૩ જો

૧૮

અમીર:–પીધું નહિ એ જામ ભલે તેં પીધું નહિ એકવાર
હજુ સલામત સાકીના તો જામ ભરાશે હજાર–પીધું નહિ૦

શરાબની એ મીઠી પ્યાલી
મજનુએ કીધી ખાલી;
વહી ગઇ દિલદાર—ભલે તેં૦

રહી જશે ના તું યે બાકી
જામ જલદ વધુ દેશે સાકી;
ચશ્મ થશે અંગાર—ભલે તેં૦

બદન લથડશે કદમે કદમે,
ઝેર વરસશે તુજ દમબદમે;
જીગર થશે ચમચાર—ભલે તેં૦

મહેફિલ ક્યામત રોજ ભરાશે,
મહોબ્બત રંગે સાંજ રમાશે;
એવું તને રસદાર બીજું હું જામ દઉં રમદાર- પીધું નાં૦

૧૯

શિવજી:—પ્રભુ! આવ્યો છે આ રૂપાળો રે
સસરા! એમ ન જાણીશ એ કાળો રે!
લાગે બહારથી કાળો પ્હાણો રે
પણ એ તો છે રે! મોતીનો દાણો રે
સાસુ! કન્યાને જલદી આણો રે;—
નહિ તો મોડી જશે વ્હેવાણો રે!

૨૦

નવાબ:—ફસાયો પારધી બચ્ચો!
શિવજી:—અનું જાણો હવે સચ્ચો!
લવજી:—જમાવ્યો તાલ આ અચ્છો
લલિતા:—અમારી એ હકીકત છે.
નવાબ:—ન દીઠો સાર એમાં પે,
શિવજી:— ફસાયો હું પૂરો ફદે૦

:—બનાવ્યુ કામ આ અહે,

ા:— તમારી એજ હિકમત છે.

.ચાબ:—સાર સમજજો વાત તણો ના ફોકટ ફાંફાં મારતા.
શિવજી:—પુત્રી પુરો પિંજરમાં પણ હિકમત આગળ હારતા
—જી:—સંકટ સમયે નાડી પ્હેરી આફત ના ગણકારતા
ેતા:—ખાશું, પીશું. મોજ કરીશું પૂરી થઇ આમ વારતા

૨૧

રાણી:—આવું વિષમ સમભુમિ સમ હૈયું જડ શાં આજે છે
ગગને પવને દિશ દિશામાં સૂનકાર સો રાજે છે
તિમિર ડરો ઓઢી છાનું જાણે ગગન પણ રૂવે છે
તારક કોઇ નિર્મળ કરથી નયનો એનાં લ્હુવે છે.
રજનીનુ ઉર ચીરી ઉન્હા નિઃશ્વાસ કહીથી આવે છે.
રૂનસૂરા દૂર દૂરથી આવી મુંજ ઉરને ય રડાવે છે

૨૨

અમીર:—ભલે આસમાનમાં રખ્યું, ઉચું મેવાડ! સર તારૂં,
લખાયું તાલે જો શુ:—ન મારી ચીઝ છે ક્યાંઇ!
ઉતારૂ તારી મુસ્તખો. ધરૂં ના રહમ દિલમાંતિ,
લઉ ઇનકારનો બદલો. ન મારી ચીઝ છે ક્યાંઇ!
સીના પર નાવ જે ચાલે ન તેની રહમ દરિયાને,
ઉધાડી મ્હોં ગળે એને ન મારી ચીજ છે ક્યાંઇ!
કરીને જેર આતશને દબાવી જે ઝમી રાખે,
ચીરે તે પહાડના દિલને ન મારી ચીઝ છે ક્યાંઇ!
દબાયે જો કદિ કદમે—ભલે તે ધુળ પણ હોશે.
ચઢીને સરપેર બેસે; ન મારી ચીઝ છે ક્યાંઇ!
'કનો ઓલમ સદા બેતા, ખુદા પૈ માફ ના કરતો;
મને સલતનિયત્ [illegible]—ન મારી ચીઝ છે ક્યાંઇ

૨૩

ફુલગુલાટઃ—આ વડી ક્યાં ઉતરે, વીરતણા રસકા :
પ્રાણ દઇ પરકાજ જે અમર ચિરકાલ.

મોંઘેરાં વિષપાન

મ તા એ—મોંઘેરાં વિષપાન
અમૃતથી પણ અદકાં મીઠાં, દેશ પરે બલિદાન—માતા
મેવાડે એ નિત્ય નિહાળા સેવાની રસલ્હાણ,
મરતાંયે મેવાડ જપતાં ધન્ય થશે મમ પ્રાણ—માતા
ક્ષત્રિયકેરા રોમેરોમે આ છે એકજ તાન,
નની કાજે ક્યારે મારૂં જીવન કરૂં કુરબાન ?—માતા

૨૪

છેલ્લી એક વદાય,

યાચું

છેલ્લી એક વદાય
ઉર જરીભરી લાડો દીધાં
અણગણ કોડો પૂરાં કીધાં
પ્રેમોલ્લાસવિલાસ કંઇ માણ્યાં
ભૂલ્યાં એ ન ભૂલાય—યાચું૦

દૂભવ્યા હશે કદી જાણ્યે—અજાણ્યે
ચીંટવ્યા હશે વળી કોઇક ટાણે
વિસરી જજે ક્ષમા કરજે મુજને
સ્નેહ નહિ કરમાય—યાચું૦

કાલામ્બુધિને કોઇ કિનારે
અનંત દિશાના કોઇક આરે
ફરી પાછાં મળીશું ક્યારે ?
જાણ્યું એ ન જણાય !—યાચું૦

**—: સમાપ્ત :—**